ગુ. વ. સોસાઇટી વાર્ષિક વ્યાખ્યાનમાળા નં. ૮.

# કવિ બાલ

તેમનું

## જીવન અને સાહિત્યસેવા.

એવી સુંદર મોહિની અહહહા ! કામી પિતાને કર્યો,
શું આશ્ચર્ય કદાપિ મોહિત થઇ હું શર્ણ જેને ઠર્યો;
સર્વે સાક્ષર નમ્ર ભાવિક જનો જેના રહે આરતી,
તે દેવી નિત નિત્ય મંગલમયી ત્વાં પાતુ મે ભારતી."

(હરિપ્રેમપંચદશી

ભાષણકર્તા,

નર્મદાશંકર દેવશંકર મહેતા.

પ્રકાશક.

# કવિ બાલ
## તેમનું
# જીવન અને સાહિત્યસેવા.

[ ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮. ]

## (૧) ઉપોદ્ઘાત.

ગુજરાતના ઓગણીસમી સદીના ઉત્તમ કવિઓમાં કવિ બાલનું સ્થાન ઘણું ઉચ્ચ છે. પરંતુ આપણા ઉત્તમ લેખકોના ગ્રંથો પૂર્ણરૂપમાં પ્રકાશ પામેલા નહિ હોવાથી, તથા તેમના જીવનના પ્રસંગોની ખરી માહિતીના અભાવે, નવી પ્રજાને તેમની કદર કરવામાં ઘણી અડચણ ઉભી થાય છે. મારા એક વિદ્વાન મિત્રે મને આજથી બે વર્ષ ઉપર મમતાથી લખ્યું હતું કેઃ—

"મણિલાલ નભુભાઇ અને બાળાશંકરમાં દોષ હતા, પણ દ્વેષીઓએ અને દંભીઓએ અને અદેખાઓએ અને હરામીઓએ એમને છેક ઉતારી પાડ્યા છે તે. તો ખોટું છે. તે એ બેની સારી બાજુ આગળ કરીને સત્ય અને મોહાશ અને સમતોલપણાને જાળવીને બતાવવી."

ગુજરાતી સાહિત્યના નિર્મલ ક્ષેત્રમાં દંભીઓ વિગેરેના રાગદ્વેષથી કાંટા ઉગ્યા છે તે વાત ખરી છે પરંતુ આ દોષ, આપણે જ્યાંસુધી મનુષ્ય છીએ અને દેવ નથી ત્યાંસુધી સવ દેશના સાહિત્યમાં અનુભવમાં આવ્યા વિના રહેતો નથી. મરાઠી સાહિત્યના ક્ષેત્રમાં પણ તે સડો પેઠેલો છે. પરંતુ કાળ એ સર્વ દોષોનો નિવારક છે. જે રાગદ્વેષ ઉત્તમ લેખકના ઐહિક જીવનમાં જણાય છે તે તે લેખકના ક્ષર જીવનના અવધિએ શમી જાય છે, અને ભવિષ્યની સહૃદય પ્રજા તેના અક્ષર જીવનની વાસ્તવ કિંમત આંકતી થાય છે. વર્ષાકાળમાં વાવાઝોડાંથી આકાશ મેલું અને તોફાની રહે છે, પરંતુ શરત્કાળમાં આકાશની સ્વાભાવિક નિર્મલતા પ્રકટ થયા વિના રહેતી નથી. તેવી જ રીતે બ્રહ્મનિષ્ટ મણિલાલ દ્વિવેદી અને **કવિ બાલના** સંબંધમાં જે સ્તુતિ નિંદાનાં વાવાઝોડાં તેમના જીવન સમયે હતાં, તે હવે શમી ગયાં છે; અને આપણે વીતરાગ દૃષ્ટિથી તેમના જીવનની અને કૃતિની પરીક્ષા કરવા સમર્થ થયા છીએ.

## (૨) કવિ બાલના પૂર્વજો.

નડીઆદમાં સાઠોદરા નાગરોના ગૃહસ્થ વર્ગમાં એક આગેવાન શરાફ ખુશાલચંદ ઇંગ્રેજી રાજ્યના અમલ પહેલાં હતા. વડનગરા જ્ઞાતિમાં પણ તે સમયમાં ગોકુળજી કાશીનાથની પેઢી હતી. આ ખુશાલચંદનો પેઢીનો સંબંધ બુંદીકોટા સુધી હતો. મારાં વૃદ્ધ માતુશ્રી તરફથી મળેલી માહિતીથી જણાય છે કે વેપાર ધંધાના પ્રસંગે ખુશાલચંદનું બુંદીકોટામાં કોઇ દેવાદારે ખુન કર્યું, અને તેના શબને એક કુંભારની કોઢમાં દાટી દીધું. આ અનિષ્ટ પ્રસંગની સ્વપ્નમાં ઝાંખી તેમનાં પત્નીને નડીઆદમાં થવાથી તે બાઇ એકદમ ઝબકી જાગ્યાં, અને "સત" ચઢવાથી પોતાના પતિની પાઘડી લઈ તેઓ **સતી** થવા તૈયાર થયાં. તે બાઇ કંઇ નાની ઉમરનાં નહતાં. તેમને ત્રણ મોટા દીકરા હતા. દીકરાઓએ પાઘડી સાથે સહગમન કરવામાં, અને મરણની ખાત્રી કર્યા વિના સાહસ ન કરવા ઘણુંએ પોતાની માને સમજાવ્યાં, પરંતુ પોતાનો સ્વપ્નાભાસ ખરો છે અને પોતાના ધણીનું શબ ક્યાં કેવી રીતે દાટવામાં આવ્યું છે તેની વિગતવાર માહિતી દીકરાઓને આપી તેની ખાત્રી કરવા કહ્યું અને પોતે નડીઆદમાં ખોડીઆર માતા આગળ ચિતામાં પ્રવેશ કરી પતિની પાઘડી ખોળામાં લઇ સતી થયાં. આ સતીમાની દેરડી ખોડીઆર માતામાં છે. આ ખુશાલચંદ તે કવિ બાલના વૃદ્ધ પ્રપિતામહ થાય. તેમના મરણની જે સ્વપ્નાનુસાર હકીકત મળેલી તે અન્વયે તેમના દીકરાઓએ શોધ કરી ખુન અને ખુનીનો પત્તો મરણ પછી અઠવાડીએ મેળવ્યો હતો અને ખુનીને શિક્ષા પણ થઇ હતી.

ખુશાલચંદના મોટા દીકરાનું નામ સરૂપચંદ હતું. તેમણે પિતાના મરણ પછી વેપારધંધો અટોપી લીધો, અને માત્ર નડીઆદમાં અને પાસેનાં ગામડાંમાં શરાફીનો ધંધો કરવા માંડ્યો. તે કાળના નિયમ પ્રમાણે તેમણે ધનસંચય સારો કર્યો હતો. હાલ જ્યાં ડભાણની ભાગોળે અર્જુનેશ્વર શિવાલય છે ત્યાંની સઘળી ખડકી સરૂપચંદના સમયમાં બંધાયેલી હતી. સરૂપચંદને ચાર પુત્રો (૧) ભાઇલાલ, (૨) અર્જુનલાલ, (૩) મોતીલાલ, અને (૪) ખેચરલાલ હતા. તેમાંના છેલ્લા બેની વંશવેલી નાશ પામી છે. પહેલાનો વંશ વિદ્યમાન છે, અને તેમાં પ્રસિદ્ધ વકીલ છોટાલાલ હીરાલાલ કુંભાર પોળમાં થોડાં વર્ષ ઉપર ગુજરી ગયા છે. તેમના દીકરાઓએ આફ્રિકામાં વેપારધંધાનું સાહસ ખેડ્યું હતું.

વચલા પુત્ર અર્જુનલાલના પુત્ર ઉલ્લાસરામ, અને ઉલ્લાસરામના પુત્ર તે કવિ બાલ. તેમની અવટંક કંથારીઆ હતી, અને તેથી અનુમાન થાય છે કે તેમના પૂર્વજો કંથારીઆ ગામથી નડીઆદ આવી વસ્યા હશે.

કવિ બાલના પિતા ઉલ્લાસરામનો જન્મ ઇ. સ. ૧૮૨૬ ના અરસામાં થયો હતો. તેમણે પોતાના વંશના શરાફી ધંધા સાથે સરકારી નોકરીમાં રૂ. ૬) ના પગારથી આરંભ કર્યો હતો, અને પોતાના આત્મબળે તેઓ ફર્સ્ટગ્રેડ મામલતદાર તરીકે સને ૧૮૮૧–૮૨ માં પેન્શન લઇ નડીઆદમાં નિવૃત્તિનિવાસ કર્યો હતો. સને ૧૮૫૭ ના બળવામાં તેમણે પંચમહાલમાં સારી વ્યવસ્થા જાળવી હતી, અને તેના બદલામાં કર્નલ આઉટ્રામની ભલામણથી તેમને એક શાલ દરબાર ભરી ઇનાયત કરવામાં આવી હતી. ત્યાર પછી નાયકડાનું તોફાન પંચમહાલ રેવાકાંઠામાં થયું હતું. તેમાં પણ તેમણે બાહોશીથી બે રામ લક્ષ્મણનું

રૂપ ધારણ કરનાર ભીલના નાયકોને પકડાવ્યા હતા, અને તેમને જાંબુઘોડામાં ફાંસી દીધા પછી રેવાકાંઠાનું તોફાની વાતાવરણ શાંત થયું હતું. ઉલ્લાસરામ દેહે પ્રતાપી હતા, પ્રસંગ આવે ઢાલ તરવાર લઇ "સીવીલ" કામ સાથે "મીલીટરી" રૂપ પણ પકડતા. આ લશ્કરી અને મુસદ્દી તાલિમને લઇ ઉલ્લાસરામની પ્રતિષ્ઠા તે જમાનાની સીવીલ સર્વિસમાં ઘણી સારી હતી; અને ઉત્તર પ્રાંતના કમીશનર પ્રોપટ સાહેબ તેમની સાથે ઘણો માયાળુ સંબંધ ધરાવતા હતા.

## (૩) કવિ બાલની બાલ્યાવસ્થા અને અભ્યાસ કાળ.

[ ૧૮૫૮–૧૮૭૯ ]

ઉલ્લાસરામનાં પત્ની રેવાબાઇને રૂક્મિણીબ્હેન નામની પુત્રી અને તેનાથી નાના કવિ બાલ પુત્ર—એવી બે પ્રજા હતી. રૂક્મિણી તે મારાં માતૃશ્રી થાય. કવિ બાળાશંકરનો જન્મ સંવત્ ૧૯૧૪ ના જેઠ માસની વદ પાંચમે થયો હતો. એમ કહેવામાં આવતું કે રેવાબાઇને પુત્ર જન્મનું સુખ તે જમાનાના નિયમ પ્રમાણે ઘણી બાધા રાખડીઓ રાખ્યા પછી મળ્યું હતું; અને "બાળા" દેવીની યાંત્રિક ઉપાસના ઉલ્લાસરામભાઇએ કર્યા ઉપરથી પુત્ર જન્મ થયો તેથી પુત્રનું નામ બાળાશંકર પાડવામાં આવ્યું હતું. બાળાશંકરના વંશમાં બે પેઢીથી બાળાની ઉપાસના દક્ષિણ માર્ગની ચાલુ હતી, અને તેમની યંત્ર-મંત્ર અને તંત્રની સાધન સામગ્રી કેવલ જડતાને લાવનારી ન હતી, પરંતુ વિદ્યાની વૃદ્ધિ કરનારી હતી. શિવ–શક્તિની ઉપાસના નાગરોમાં કુલધર્મ તરીકે હોય છે, પરંતુ અર્જુનલાલે તથા ઉલ્લાસરામે આ ઉપાસનાને મૂર્તભાવનામાં પલટાવી હતી. અર્જુનલાલે અર્જુનેશ્વર મહાદેવની સ્થાપના પોતાના પૂર્વજોની ખડકીમાં કરી હતી; તે શિવાલયનો જીર્ણોદ્ધાર-ઉલ્લાસરામે કર્યો હતો, અને તેના આગળ પાછળ બગીચો તથા નિવૃત્તિનિવાસ તેમણે સને ૧૮૮૧–૮૨ માં કર્યો હતો. કવિ બાલનાં માતૃશ્રી રેવાબા સ્વભાવે ભોળાં અને પુત્રવત્સલ હતાં. તેમનું પુત્રવાત્સલ્ય એટલું બધું હતું કે પોતાના દીકરા સાથે રમવા આવનાર સઘળાં બાળકોને, પોતાના પુત્રને જેવાં વસ્ત્રો અને સાધનો શોભે તેવાં વસ્ત્રો અને સાધનો, તે પૂરાં પાડતાં. બાળાશંકરના બાળસ્નેહી પારસીભાઈ દોરાબજીને રેવાબા પારસીના સંભાવિત ગૃહસ્થને શોભે તેવાં વસ્ત્ર કરાવી પોતાના દીકરા સાથે રમવા જવા દેતા.

આ વંશના પૂર્વજોના સંસ્કારો કવિ બાલમાં કેવી રીતે ઉતરી આવ્યા હતા તેનો ખ્યાલ હવે આપણને સહજ આવશે. તેમનામાં વેપારધંધાનો છંદ અને સાહસ તે ખુશાલચંદ અને સરૂપચંદના વારસમાં ઉતરેલા ગુણધર્મો હતા; વિદ્યાનો મોહ અને તાંત્રિક ધર્મની છાયા તેમનામાં તેમના પિતા ઉલ્લાસરામથી ઉતર્યો જણાય છે; અને અસાધારણ ઔદાર્ય અથવા, છૂટો હાથ તે તેમનાં માતૃશ્રીનો વારસામાં ઉતરેલો ગુણ હતો.

સાઠોદરા નાગર નાતમાં ગૃહસ્થમાં પ્રતિષ્ઠિત કુટુંબ ઉલ્લાસરામભાઇનું અને બ્રાહ્મણ વર્ગમાં પ્રતિષ્ઠિત કુટુંબ નભુભાઇનું ગણાતું. પહેલા કુટુંબમાં કવિ બાલ ઉત્પન્ન થયા. બીજા કુટુંબમાં તત્ત્વજ્ઞ મણિલાલભાઇ થયા. આ બે લગભગ સમાન વયના હતા.

બાલાશંકરની બાલ્યાવસ્થામાં તેમને શિક્ષણ આપવામાં તેમના પિતાએ સાધનસામગ્રી ભેગી કરવામાં પાછી પાની કાઢી નહતી. બાલાશંકરને સારૂ સ્વતંત્ર વિદ્યાર્થીગૃહ તેમણે કાઢી આપ્યું હતું. તેમાં સાઠોદરા જ્ઞાતિના યુવકોનું "સ્વસુધારક મંડળ" ભરાતું. તેમાં જ્ઞાતિ સુધારાના પ્રશ્નો ચર્ચાતા. બાળાશંકર સારૂ સંગીતશિક્ષક, નૃત્યશિક્ષક તથા કવિ દલપતરામભાઇને ત્યાં કાવ્ય–અલંકાર શિખવા નડીઆદથી દર અઠવાડીએ અમદાવાદ જવા આવવાની યોજના ઉલ્લાસરામભાઇએ કરી આપી હતી. પરંતુ ઉલ્લાસરામભાઇ નોકરીના પ્રસંગે બહારગામ રહેતા હોવાથી બાળાશંકરની ઉપર જેવી દેખરેખ રહેવી જોઇએ તેવી રાખી શકાઇ નહિ, અને તેના પરિણામે બાળાશંકરમાં વૈભવી વૃત્તિઓ દાખલ થવા પામી હતી, અને આ છંદને લીધે મને લાગે છે કે મણિલાલે એ મંડળમાંથી ધીમે ધીમે ખસી જવા માંડ્યું, અને તેમણે "પ્રાર્થના સમાજ મંડળી" સ્થાપી. આ પ્રસંગ ઘણું કરીને ૧૮૭૫ ના અરસામાં બન્યો હતો. બાળાશંકરના કેટલાક બાળસ્નેહીઓએ મોટી ઉમરે પોતપોતાની પ્રવૃત્તિમર્યાદામાં સારી પ્રતિષ્ઠા મેળવી હતી, અને તેથી સમજાય છે કે યુવકોના સહજ દોષો હોવા છતાં આ મંડળના બાળકો કંઇક સ્વભાવબળ વાળા હતા. બાળાશંકરના પ્રથમ બાળસ્નેહી તે ભવિષ્યના તત્વજ્ઞ બ્રહ્મનિષ્ઠ મણિલાલભાઈ; તેમના બીજા બાળસ્નેહી દોરાબજી તે એક્સાઇઝ ખાતાના ઉત્તમ ઇન્સ્પેક્ટર થયા હતા; તેમના ત્રીજા બાળસ્નેહી "સદ્‌ગૃહસ્થ" સંજ્ઞાવાળા સાંકળચંદ, જેઓ કૃષ્ણભક્તિના રહસ્યને સારી રીતે જાણનારા અને પરમ વૈષ્ણવ હતા; તેમના ચોથા બાળસ્નેહી મોહનલાલ પ્રસાદરાય જેમની સાથે તેઓ કવિતાવિનોદ કરતા હતા તેઓ મુંબાઈ નગરના શાળાખાતામાં એક ઉત્તમ શિક્ષક હતા અને ભર્તૃહરિના શ્રૃંગારશતકનું ભાષાંતર ઘણું કરીને તેમણે પહેલું કર્યું હતું. કવિતાનો રંગ મણિલાલને પ્રથમ ચઢાવનાર બાળાશંકર હતા. મણિલાલ, બાળાશંકર અને મોહનલાલ વચ્ચે તે કાળના ઉત્તમ ગુજરાતી કવિ કોણ ?–દલપતરામ કે નર્મદાશંકર ? આ વિવાદમાં મણિલાલનો નિર્ણય દલપતરામભાઇ તરફ ઢળ્યો હતો ! ! અને બાળાશંકરે તે નિર્ણયને ટેકો આપ્યો હતો, અને કવિ દલપતરામભાઈ પ્રતિ બાળાશંકરની છેવટ સુધીની પૂજ્યવૃત્તિ મારા જોવામાં આવી હતી. મને લાગે છે કે માનસિક બંધારણમાં મણિલાલ અને બાળાશંકર કવિ નર્મદના સમાન ભાવવાળા હતા, છતાં તેમની પરીક્ષકવૃત્તિ પક્ષપાતવાળી ન હતી, અને કવિ દલપતરામભાઇની સ્વાભાવિક શક્તિને તેઓએ સ્વીકારી હતી. કવિ દલપતરામભાઈ પાસે બાળાશંકરે વ્રજ ભાષામાં કાવ્ય–અલંકારનો અભ્યાસ કર્યો હતો.

મણિલાલભાઈએ ૧૮૭૬ માં શિક્ષા શતક લખ્યું, અને પ્રેમી મિત્રે તે બાળાશંકરને અર્પણ કર્યું હતું.

કાવ્ય કરવાના છંદમાં સંગીતે ઉમેરો કર્યો હતો; અને સ્વર્ગસ્થ રા. બા. ભોળાનાથભાઇનાં પ્રાર્થના સમાજનાં પદોની સમાન ભજનમાળા પણ મણિલાલ તથા બાળાશંકરે રચી હતી. પરંતુ મણિલાલ યુનીવર્સિટીના અભ્યાસ સારૂ ૧૮૭૫–૭૬ ના અરસામાં મુંબઇ ગયા, અને બાળાશંકર ગુજરાત કૉલેજમાં (૧૮૭૯) મેટ્રીક થઈ દાખલ થયા, ત્યારપછી આ બેની પ્રવૃત્તિ તદ્દન ભિન્ન દિશા તરફ વળેલી જણાય છે. મણિલાલે યુનીવર્સિટીનો અભ્યાસ

પૂર્ણ કરી ડીગ્રી મેળવી અભેદમાર્ગના ગુજરાતમાં આદ્ય દ્રષ્ટા થયા, અને પ્રિયંવદા અને સુદર્શન માસિકા દ્વારા તેમણે વિદ્યાદેવીની સ્થિર સેવા કરી, અને બાળાશંકરે યુનીવર્સિટીનું શિક્ષણ પૂર્ણ કર્યું નહિ, અને કંઇક તરંગી જીવનને વશ વર્તી પ્રથમ "મસ્ત કવિ" થયા: અને પછી "ક્લાંત કવિ" થયા; અને તેમની સાહિત્ય સેવા "ભારતીભૂષણ" અને "ઇતિહાસમાળા" માં થોડો સમય પ્રવાહી રહી, પરંતુ સાંસારિક અને આર્થિક વિપત્તિઓથી વચમાં વચમાં તુટક દશામાં આવી પડી.

કવિ બાળાશંકરે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો તે અરસામાં તેમણે ફારસી, સંસ્કૃત અને વ્રજભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. અને કાવ્ય, અલંકાર, સંગીત વિગેરે કલાનું જ્ઞાન પણ સારૂં મેળવ્યું હતું. મુંબાઇથી ઉત્તમ ગાનારીને નડીઆદમાં કોઇ શ્રીમાનને ત્યાં તેડાવવામાં આવે ત્યારે તેની પરીક્ષા અર્થે બાળાશંકરને ખાસ નિમંત્રણ કરવામાં આવતું, અને એક પ્રસંગે એક ગાનારીના નૃત્યસ્ખલનને સમજાવી તેના ઘુઘરા છોડાવી નંખાવ્યા હતા. ફારસી ભાષાના સાહિત્યમાં તેમનું ખાસ વલણ સુફીઝમ તરફ હતું, અને હાફીઝની કવિતાનું ભાષાંતર કરવાનો તેમનો વેગ ઘણો હતો.

## (૪) સરકારી નોકરીનો સમય અને સાહિત્યની ખીલવણી.

[ ૧૮૮૦–૧૮૮૬ ].

બાળાશંકર યુનિવર્સિટીનો અભ્યાસ પૂરો કરી શક્યા નહિ. તરંગી કવિને યુનિવર્સિટીનાં અભ્યાસનાં બંધનો અનુકૂલ પડયાં નહિ. તેમના પિતાને પણ સમજાયું કે લગ્નની સાંકળ અને નોકરીની બેડી આ મસ્ત કવિને અંકુશમાં લાવશે. તેમનું લગ્ન નાની ઉમરમાં થયું હતું. તેમનાં પત્ની મણિલક્ષ્મી પતિની રસિકવૃત્તિનું સર્વાંશે પરિપોષણ કરે તેવાં રૂપમાં અને ગુણમાં હતાં. સને ૧૮૮૦–૮૧ ની સાલમાં ગોધરામાં કસ્ટમ ખાતામાં રૂ. ૧૨) ની નોકરીએ તેમના પિતાએ ચડાવ્યા અને સાથે પત્નીને પણ મોકલ્યા. રૂ. ૧૨) માંજ સંસાર ચલાવવો એવી પિતાની આજ્ઞા તેમણે ગણગણાટ કર્યા વિના માથે ચઢાવી. પરંતુ પુત્રવત્સલ માતાએ તેમના પિતાથી છાની ધનની મદદ કરવા માંડી, અને તેથી પિતાનો શુભ આશય ફળ્યો નહિ. ભાઇ નોકરી કરે પરંતુ ઉપરી અમલદાર પણ આ ભાઇના વૈભવથી અંજાય એટલે કંઈ દબાણ રાખી શકયા નહિ. પિતાએ કસ્ટમ ખાતાના નિરંકુશ વાતાવરણમાંથી રેવન્યુ ખાતાના અંકુશવાળા વાતાવરણમાં આણવા પ્રયત્ન કર્યો. સને ૧૮૮૧–૮૨ માં ભરૂચ જીલ્લામાં રેવન્યુ ખાતામાં કારકુન થયા. રેવન્યુ ખાતામાં રજીસ્ટ્રેશન ખાતામાં તથા હીસાબી ખાતામાં પલાંઠીવાળી કામ કરવાનું ત્યાં બદલી કરાવી. પગની પલાંઠીએ ચોપડા દસ્તાવેજની નકલો કરે અથવા રોજમેળ વગેરે સુંદર દસ્કતથી લખે, પરંતુ રેજીસ્ટ્રેશન ઓફીસમાં અથવા ત્રીજોરીમાં બેઠે બેઠે કાગળની કાપલીઓ ઉપર કવિતા લખે, અને પાંચ વાગ્યા પછી પોતે સ્વતંત્ર મસ્ત થઈ ફરે. કવિશ્રી બાળાશંકર રેવન્યુ ખાતાની નોકરીથી કંટાળ્યા હતા. તે ઉપર તેમના કંટાળાને સૂચવનાર એક છંદનું એક ચરણ સ્વાભાવિક રીત્યે તેમનાથી ગોધરામાં બોલાઇ ગયેલું તે–

ધરિયા શિદ આવક જાવકમાં, પ્રભુ કેમ ધર્યો નહિ પાવકમાં,

તેનાં જુદાં જુદાં ચાર ચરણો, દરેક મિત્ર પાસે એક એક ચરણ કરાવી છંદ પૂરો કરવો એવો વિચાર બાળાશંકરભાઇનો થયો, તેવામાં શ્રી નગીનદાસ સંઘવી અને તેમના મિત્ર રા. રા. છગનલાલ મનસુખરામ તરવાડી અમદાવાદ આવ્યા. બાળાશંકરે એક ચરણ રચવા શ્રી નગીનભાઇને કહ્યું. તેમણે પણ એક સ્નાનથી કંટાળનાર બ્રાહ્મણનો ઉદ્ગાર દર્શાવનાર એક ચરણ રચી દીધું કે–

નિત્ય સ્નાન કરી કરી શીત ચઢયાં, પ્રભુ શીદ ઘડયા નહિ શ્રાવકમાં;

બીજાઓનાં રચેલાં ચરણો શ્રી નગીનભાઇને હાલ યાદ નથી. ત્યાંથી આસિસ્ટંટ કલેકટરના ભરૂચ જીલ્લામાં શિરસ્તેદાર થયા; આ સમયે નર્મદાતટ ઉપરના સ્થળોનો ઇતિહાસ ભેગો કરવાનો પ્રયત્ન થતો હતો, અને શિલાલેખો કોઈ ઉકેલી મોકલે તેવા સંશોધક વિદ્વાનની જરૂર હતી. બાળાશંકરે કર્નાલીના લેખોની નકલો ઉતારીને મોકલી તે ઉપરથી બાળાશંકરની આ સંશોધન શક્તિ સંબંધમાં મી. આર. ક્રોર્ટનીએ નીચે પ્રમાણે ગેઝેટીઅરના રચનાર મી. કેમ્બેલને ભલામણ કરી હતીઃ—

This young man ( Mr. Balashanker ) inherits from his father a great taste for languages. He is well acquainted with Gujarati, Brij, Persian, Urdu, Sanskrit and English. He has a taste for archæology and has already diciphred inscriptions. He knows how to tranfer facsimilis of inscriptions to paper × × × It seems to me a pity—that the valuable and uncommon talents of Mr. Balashanker U. should not be utilized.

પરંતુ આ સંશોધન ખાતામાં તેઓની શક્તિનો લાભ મળ્યો નહિ. તેમની ચંચળ વૃત્તિને મુક્તિફોજની ભક્તિનો રંગ લાગ્યો, અને ભજનો કરવાનો તથા ખંજરી બજાવવાનો શોખ એવો લાગ્યો કે ભાઈ ખ્રીસ્તી થઈ જવાના સંધિ ઉપર છે એવી બાતમી મળવાથી સુજ્ઞ પિતાએ ૧૮૮૩–૮૪ માં પાંચ વર્ષની રજા લેવડાવી પોતે પેન્શન ઉપર જંબુસર આમલતમાંથી નિવૃત્ત થઈ નડીઆદ આવ્યા ત્યારે પોતાના સહવાસના અંકુશમાં આણવા પ્રયત્ન કર્યો. પિતાના પ્રતિ બાળાશંકરની માનદૃષ્ટિ બહુ હતી, અને તેથી પોતાને ગમે વા ન ગમે તોપણ તે કહે તેમ કરવા તેઓ તત્પર થતા. તેઓ સ્વચ્છંદી સ્વભાવના હતા, તોપણ પોતાના દુર્ગુણને તેઓ સારી રીતે સમજતા હતા અને નિખાલસ હૃદયથી પોતાની નિર્બલતા સાધુજનો આગળ તે નિવેદન કરતા. બાળાશંકર પોતાના દોષો કદી ગુપ્ત રાખતા નહિ, તેમનું શુભ અને અશુભ વર્તન પ્રકટજ હતું, અને આ બાબતમાં નીતિના ધોરણે તેમનું જીવન મણિલાલના ઐહિક જીવન કરતાં ચઢી-આતું હતું. પોતાના દોષોનો મિથ્યા ઢાંકપિછોડો બાળાશંકરે કદી કર્યો નથી. પાપ કરવું અને તેને ઢાંકવું—એવા વલણવાળા દુનીઆંના મોટાઓ આ જગતમાં જેટલો અનર્થ કરે છે, તેના કરતાં ચિત્તની નિર્બલતાના ભાનવાળા પણ પાપને પ્રકટ રીતે કરનારા ઓછો અનર્થ કરે છે. ગાંજાની ચલમ અથવા દારૂના પ્યાલાને બાળાશંકરે કદી ગુપ્ત રાખ્યાં નથી, પરંતુ તે સાથે ઉછરતા બાળકોને કદી તેમણે તેવા પાપમાં તાણ્યા નથી. તેનું પ્રત્યક્ષ ઉદા-

હરણ મારો અને તેમનો સંબંધ છે. હું પંદર વર્ષે નાનો બાળાશંકરના યુવાવસ્થાના સર્વ રંગને ભીતરથી જોનાર હતો, તોપણ "આ કામ તમારે લાયક નથી, અમે તો પૂર્વજન્મના દોષથી સંપડાયા છીએ તે કોઈ સંત છોડાવે ત્યારે છૂટીશું."–એવું કહી મને તથા મારા સમાન વયના તેમના સાળાને તેઓ પવિત્ર રહેવા આગ્રહ કરતા; અને પરિણામ એ આવ્યું કે નાની ઉમરના ભાણેજ પાસે તેઓ "શિવાપરાધક્ષમાપન સ્તોત્ર" વંચાવી ચોધાર આંસુએ કોઇ ધન્યક્ષણોમાં રડતા મેં જોયા છે. આ ખરા પશ્ચાત્તાપના રૂદનની ખબર તેમના પિતાને હું આપું ત્યારે તેઓ પણ કોમળ ભાવથી કહેતા કે:–"શિવે કોના અપરાધની ક્ષમા આપી નથી? તે એક જન્મે નહિ તો અનેક જન્મે પણ પાપીને, જો તે ભક્ત હોય તો, તારે છે." હૃદયની આ ઉંડી પવિત્રતા વડે બાળાશંકરના જીવનનું મરણ સમયે પરિવર્તન થયું હતું, અને પોતાની સઘળી આર્થિક સંપત્તિ નાશ પામી, અને બીજે દિવસે અન્ન મળશે કે કેમ એવી સ્થિતિ આવ્યા છતાં, બાલાશંકરે પોતાને ધંધામાં ફસવનાર, જૂઠા દસ્તાવેજો નબળા મનના વખતમાં લખાવી લેનાર, સર્વ પ્રપંચીઓને મોટા મનથી ક્ષમા આપી હતી. મરણ પહેલાં એક વર્ષ અગાઉ તેઓ શ્રીમન્નૃસિંહાચાર્યજીનું દર્શન કરવા ખાસ વડોદરેથી અમદાવાદ આવ્યા હતા, જો કે તે મહાપુરૂષનો વાસ વડોદરામાં કાયમનો હતો. અમદાવાદ એવા હેતુથી આવ્યા હતા કે તે મોકળા મનથી પોતાના ચિત્તની દશા જણાવી શકે. આ પ્રસંગે શ્રીમન્નૃસિંહાચાર્યજી તેમને એકાંતમાં લઇ ગયા, અને અડધો કલાક વાતચીત થયા પછી બાળાશંકર બહાર આવી સાષ્ટાંગ કરી બેઠા, અને મને કહે કે:–અનેક જન્મના શુભ કર્મના પ્રયાસથી મનુષ્યો પવિત્ર થઇ શકતા નથી પરંતુ કોઇ ધન્યક્ષણે મહાપુરૂષના કરૂણાકટાક્ષથી સત્વર શુદ્ધ થઇ શકે છે. ત્યાર પછી બાળાશંકરને હું ફરી મળી શક્યો ન હતો, પરંતુ મારાં સામીના કહેવાથી મને ખબર છે કે પ્લેગથી મરણ પાસે છે એવું ભાન થતાં વ્યસનમાત્રનો તેમણે ત્યાગ કર્યો હતો, અને કોઇ પણ પ્રકારની મિથ્યા સાંસારિક ચિંતા રાખ્યા વિના તેમને મળેલા મંત્રનું રટણ કરી શમી ગયા હતા. આ પ્રસંગ જણાવવાનું ખાસ પ્રયોજન એ છે કે કવિ બાલના સંબંધમાં તેઓ વ્યસની હતા વિગેરે ભાવના પ્રચલિત છે તેમાં અર્ધ સત્ય છે, અને પૂર્ણસત્ય તો તેમની પશ્ચાત્તાપથી પવિત્ર થયેલા હૃદયની સાક્ષીમાં છે. કવિ નર્મદનું પણ આવું ચિત્તનું રૂપાંતર થયું હતું અને તેની સાક્ષી તેમનાં ઉત્તર અવસ્થાની કૃતિઓ પૂરે છે. કવિ બાલના ચિત્તનું આ રૂપાંતર થયા પછીની તેમની કૃતિઓ બહુ નહિ હોવાથી કવિ બાલને કેટલોક અન્યાય થયો છે.

આશરે સને ૧૮૮૪ કે ૧૮૮૫ માં શ્રી બાલાશંકર મુંબાઈ હાઇકોર્ટ વકીલની પરીક્ષા આપવાને આવેલા તે વખતે શ્રી નગીનભાઇ સંઘવી પણ તે પરીક્ષા આપવા ગયેલા. પહેલે દિવસે પહેલા પેપર વખતે તેઓ સાથેજ પરીક્ષાના સ્થાન (ટાઉનહૉલ) માં બેઠા. પણ નગીનભાઇની બેઠક અને એમની બેઠક ઘણે દૂર હોવાથી અને પરીક્ષાપત્રમાં જવાબો લખવામાં નગીનભાઈ નિમગ્ન થયેલા હોવાથી પ્રથમ પત્ર દરમ્યાન તેમનું ધ્યાન બાલાશંકરભાઇ તરફ ગયું નહિ. પણ પેપરના જવાબ લખી નગીનભાઇ એક વાગ્યાની રજા વખતે બહાર નીકળ્યા, અને ટાઉન હૉલની સામેના બાગમાં ગયા ત્યારે એક દૂરને ખૂણે વૃક્ષની છાયામાં બાલાશંકરભાઈ પોતાની ગુલાબી પાઘડી લીલોતરી ઉપર મૂકીને સામે એક સુંદર પૂતળી મૂકીને તેના વિષે એક કાગળ ઉપર ગઝલો લખતા હતા. નગીનભાઇએ તેમની પાસે જઇને કહ્યું

કે–"બાલાશંકરભાઇ તમે પરીક્ષાના પેપરના જવાબો બહુ વહેલા લખી રહ્યા હશો." તેમણે કહ્યું કે–"હું તો પરીક્ષાના હૉલમાં પેઠો પણ ટ્રામમાં આવતાં મેં આ સુંદર પૂતળી જોઇને મને એટલો બધો આનંદ થયો હતો કે પરીક્ષામાં મારૂં ચિત્ત ચોંટયું નહિં; તેથી હું તો પરીક્ષા છોડી આ પૂતળી લેઇ આવ્યો, અને અહીં પાછો આવ્યો અને આ સુંદર બાગના એકાન્તમાં આ ગઝલો લખી ત્યારે મને ચેન પડયું." બાલાશંકરભાઇના આ કૃત્યથી નગીનભાઇને તો ભારે ખેદ થયો. પણ એમના મનથી તો જાણે એમણે પોતાના જન્મનું એક મોટું કાર્ય સિદ્ધ કર્યું હોય એમ તે આનંદના સાગરમાં ઝીલતા જણાતા હતા.

બાલાશંકરની ઉત્તમ કૃતિઓ તેઓ પાંચ વર્ષ પોતાના પિતાના સહવાસમાં રજા લઇ રહ્યા તે દરમ્યાન લખાઈ હતી. તેમના પિતાએ ૧૮૮૦–૮૧ માં મામલતદાર તરીકે પેન્શન લીધું. તેમનો વિચાર થોડાં વર્ષ ત્રીજા આશ્રમમાં ગાળી છેવટે સંન્યાસ લેવાનો હતો. તેમણે પોતાના પિતાના સ્થાપેલા અર્જુનેશ્વર મહાદેવનાં આગળ પાછળ બગીચો કરાવી એક નાનું કથાનું સ્થાન શિવાલયને લગતું કરાવ્યું હતું. એક મહારૂદ્ર પણ કરાવ્યો હતો. બાલાશંકરને સંસારની જવાબદારીનું ભાન થાય તેવા હેતુથી ગૃહતંત્રની સારી સમજણ આપી હતી, પરંતુ આથી બાલાશંકરની મનોવૃત્તિ ઠરી નહિ. પિતાએ વળી બીજી યોજના પુત્રને અનુકૂલ પડે તેવી કરી. બાલાશંકરને સુફીઝમનો મોહ હતો, તેથી પિતાએ તેમને વેદાંત અને સુફીઝમની સરખામણી કરવા કહ્યું. બાલાશંકરને આમાં રસ પડશે. તેમણે ઇશોપનિષદ્, તથા નારદ ભક્તિસૂત્રનો અભ્યાસ શરૂ કર્યો. અદ્વૈતધર્મના રંગમાં તેમણે તંત્રગ્રંથોનો અભ્યાસ કર્યો. શ્યામારહસ્ય, શિવરહસ્ય, દેવીભાગવત, લિંગાર્ચનચંદ્રિકા, સૌન્દર્યલહરી વિગેરે આગમ અને રહસ્ય ગ્રંથો તેમણે ધારાવાહી વાંચવા માંડયા. દુર્જનોનો સંગ ધીમે ધીમે ઓછો થયો, અને "મસ્તફકીરી" સ્વીકારી. તેમના ઘરમાં જેવી રીતે શિવ–શક્તિની અદ્વૈતભાવે ઉપાસના થતી હતી, તેમ ફકીરીનો એક અદ્વૈત સંપ્રદાય મનાતો હતો. ઘરમાં સંધ્યાકાળે એક પીરના સંબંધ દીવો કરવામાં આવતો, અને બાળાશંકર લોબાનનો ધૂપ કરી સંધ્યાકાળે તે દીવા સામે બેસી માળા જપતા હતા. આ ઉપાસના પૂરી થયા પછી શિવાલયમાં સાયંપૂજા થઈ રહે, અને આરતીનો સમય થાય ત્યારે તેઓ એક વાદ્ય લઇ શિવાલયમાં આવતા, અને હું પુષ્પાંજલિઓ અને સ્તોત્રપાઠ કરી રહું ત્યાંસુધી સ્થિર ભાવે ઉભા રહેતા, અને પ્રસંગે એક બે હિંદી પદ પણ ગાતા હતા. ધર્મના આ વાતાવરણમાં પિતાની પ્રેરણાથી તેમણે સતીદહન નામનું ખંડકાવ્ય લખ્યું હતું. તે પૂર્ણરૂપમાં પોતાના કોઇ વિદ્વાન્ મિત્રને સને ૧૮૮૧ માં મોકલ્યું હતું એમ તે મિત્રના પત્રના ટુકડા ઉપરથી, તથા કેટલાંક છૂટક પદ્યો તે કાવ્યનાં કવિ બાલના ચિરંજીવી ત્રિપુરાશંકરના કબજામાં છે તે ઉપરથી સમજાય છે. મૂલ ગ્રંથ મળી આવતો નથી એ દુર્ભાગ્ય છે. આ કાવ્યની વસ્તુ તેમને ચમત્કારિક લાગવાથી તેમણે મને થોડાં વર્ષ પછી સતીનાટક જે હિંદીમાં હતું તેનું ગુજરાતીમાં ભાષાંતર કરવા સૂચવ્યું હતું. મેં તે કાર્ય કરી મારાં મામીને અર્પણ કરી "ભારતી ભૂષણમાં" પ્રકટ કર્યું હતું. તે નાટક હાલ દુષ્પ્રાપ્ય થઇ પડયું છે!

વેદાંત અને સુફીઝમના સંસ્કૃત તથા ફારસી ગ્રંથોના અભ્યાસ સાથે કવિતા સાથેનો સ્નેહ તેમણે ઓછો કર્યો ન હતો. તેઓ ઉછરતા લેખકો પાસે કાવ્યો રચાવવાની હરીફાઇ

કરાવતા અને તેમને સારી લાગે તેવી કૃતિને ઉત્તેજન આપતા. આ ઉત્તેજન પ્રસંગે આર્થિક મદદ રૂપે હતું, અને પ્રસંગે સ્વતંત્ર છપામણી ખરચ આપી ભારતીભૂષણમાં પ્રસિદ્ધિ કરાવવા રૂપે થતું હતું. चंद्रोक्तिका નામનું ખંડકાવ્ય ચકોરીની ચંદ્ર પ્રતિની ઉક્તિને વિષયરૂપે હરીફાઈમાં લખાવવામાં આવ્યું હતું, અને તે કાવ્ય રા. છગનલાલ મનસુખરામ, જેઓ તે સમયે દીવાની કોર્ટમાં નોકર હતા, અને હાલ અમદાવાદમાં નવા વાસમાં પેન્શન ઉપર શાંત જીવન ગાળે છે, તેમનું પસંદ પડ્યું હતું, અને તેના ઉપર પ્રસ્તાવના મારી પાસે લખાવી તે પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

દેવીદાસ રાજનીતિ, ચંદ્રાવલિ, મદનચંદા (મ. પ. પંડિતની) કલાંતકવિ, અને સૌન્દર્ય-લહરી ગ્રંથો આ નોકરીથી લાંબી રજા લઇ રહ્યા તે સમયના લખાયેલા છે. વચમાં ઉત્તરરામચરિત્રનું ભાષાંતર તથા પ્રેમપત્ર (ભાષામાં) લખાયેલું મારા જોવામાં આવ્યું હતું. બાલાશંકરે ઉત્તરરામચરિત્રનું ભાષાંતર લખેલું મારી મારફત મણિલાલ દ્વિવેદીને જોવા મોકલેલું. તે અરસામાં મણિલાલભાઇ ઉત્તરરામચરિત્રનું ભાષાંતર કરતા હતા; અને પાછળથી તે પ્રસિદ્ધ થયું હતું. કાં તો આ પ્રસિદ્ધિ પ્રથમ થવાને લીધે અથવા તો પોતાનું સંતોષકારક નહિ લાગ્યું હોય તેથી તે ભાષાંતર બાલાશંકરે પ્રસિદ્ધિમાં મૂક્યું ન હતું. તે ભાષાંતરનું મૂલ અને મણિલાલનું ભાષાંતર મેં પાછળથી સરખાવ્યાં હતાં, અને મને જણાયેલું કે બાલાશંકરમાં સ્વાભાવિક કવિત્વ હોવાને લીધે કેટલોક ભાગ સુંદર લખાયેલો હતો, પરંતુ મણિભાઇનું ભાષાંતર, તેમની સંસ્કૃત વ્યુત્પત્તિ સારી હોવાને લીધે, મૂલનું સારૂં પ્રતિબિંબ આપી શકે છે. કેટલાક શબ્દો મણિભાઇને ગુજરાતીને શોભે એવા બાલાશંકરની કૃતિમાંથી મળ્યા જણાય છે.

" પ્રેમપત્ર " તો ખંડિત દશામાં રહ્યું હતું; અને પ્રસિદ્ધ થયાની મને માહિતી નથી.

છુટક કાવ્યોમાં " વિજ્યા પ્રશસ્તિ " ( મહારાણી વીક્ટોરીઆની જ્યુબિલી પ્રસંગે રચાયેલી ), " શંકરાચાર્યનો આગમન પ્રસંગ " ( રાજરાજેશ્વરસ્વામીને ઉલ્લાસરામે પોતાને ઘેર પધરાવ્યા ત્યારે રચેલું ), " રીપન પંચદશી " લખાયાં હતાં.

હરિપ્રેમ પંચદશીનો આરંભ પણ આ રજાના સમયમાં થયો હતો.

## (૫) કવિ બાલની આર્થિક વિપત્તિ અને ઉત્તર અવસ્થા.

### [ ૧૮૮૭–૧૮૯૮ ].

એક તરફ અદ્વૈતવાદી વેદાંત અને સુફીઝમનું અધ્યયન; બીજી તરફ નવા લેખકોને કાવ્ય લખાવવામાં ઉત્તેજન; અને ત્રીજી બાજુએ પિતાને વ્યવહાર ભારમાંથી મોકળા કરવા—એવી ત્રિમુખી પ્રવૃત્તિ કવિ બાલે નોકરીની રજા દરમીઆન સેવી હતી. પરંતુ પિતાનો શુભ આશય સફલ થવાના સંધિએ પિતાએ યાત્રાએ જવાનું નક્કી કર્યું. સને ૧૮૮૫–૮૬માં ૭ માસ યાત્રાએ ઉલ્લાસરામભાઈ ગયા, અને સાથે પોતાના એકના એક પુત્રને તથા તેનાં માતાને સાથે રાખ્યાં. નોકરો સારા નઠારા સાથે હતા. તેમાંનો એક નોકર બીનવફાદાર અને વ્યસની હતો, તેણે પ્રવાસમાં બાલાશંકરના શાંત પડેલા વ્યસનના સંસ્કારો ફરી જગાડ્યા, અને બાલાશંકરનું મન ફરીને વ્યસનમય બન્યું. પિતાને યાત્રામાં ઘણો અસંતોષ થયો, અને

તેમના ચિત્તને એવો આઘાત લાગ્યો કે યાત્રાએથી આવ્યા પછી તેમણે અગીઆર દિવસમાં વૈરાગ્યવૃત્તિ સાથે દેહ છોડયો. તેમના મરણ સમયે તેમની કંઈક શાંતિનું સ્થાન તેમનાં દીકરી રૂકિમણી બહેન હતાં. પુત્ર ઘરમાં છતાં મરણ ક્ષણે મળવાનો યોગ નહિ, અને પોતાની લૌકિક સંપત્તિ અને અલૌકિક સંપત્તિનો વારસો પ્રભુ જેને આપે તેણે સંભાળવો-એવું સ્લેટ ઉપર પેનથી લખી આ ધર્મનિષ્ઠ વૃદ્ધ મુસદ્દીએ સ્લેટ મારા હાથમાં મૂકી પ્રાણ છોડયો.

પિતાની ઉત્તરક્રિયા અસાધારણ ખરચથી કરવામાં આવી, પરંતુ શું કયાં થાય છે તેનું ભાન કવિબાલને દોઢ માસ પર્યંત નહતું. યાત્રાના સમયના નઠારા નોકરો અને આશ્રિતોએ ઘણોજ દુર્વ્યય કર્યો, માના કોમળ મનને આઘાત ઘણોએ લાગ્યો, પરંતુ રખેને પુત્રને માઠું લાગે તેવી ભાવનાથી માએ પોતાના પીઅરનું ધન પણ પુત્રને સ્વાધીન કર્યું.

સને ૧૮૮૬-૮૭ અને ૧૮૮૭-૮૮ ની સાલમાં પિતાના મરણ પછી જે સંપત્તિનો કબજો આવ્યો તેનો ઉપયોગ વેપાર ધંધામાં તથા સાહિત્ય પ્રવૃત્તિમાં કરવાની લાલસા જાગી. લોખંડના બીડનું પ્રથમ કારખાનું કાઢયું. જ્યાં પિતાની શાંતિનું નિવૃત્તિસ્થાન હતું, ત્યાં લોખંડની ભઠ્ઠીઓ સળગવા લાગી, ધંધામાં નફો થાય તેમ હતું છતાં દેખરેખના અભાવે ખોટ આવી, સાહસ ખેડયાનું ભાન આવ્યું, અને સને ૧૮૮૮-૮૯ માં આમોદ તાલુકા કચેરીમાં ટ્રિઝરર તરીકે ફરી નોકરી ઉપર ચઢયા. મામલતદાર સાહેબ ગોપાળશંકર વેણીશંકર ભચેચ હતા. પરંતુ આ નોકરીના તંત્રમાં રૂ. ૪૦) ના પગારમાં ખરચાળ સ્વભાવના આ કવિને સંતોષ ન થયો, અને ધંધામાંજ રહેવું એવો વિચાર કરી નોકરીનું રાજીનામું આપ્યું.

સને ૧૮૮૯ માં પુનઃ મોટા પાયા ઉપર સાહિત્ય પ્રવૃત્તિનો આરંભ કર્યો. ભારતી ભૂષણ—નામનું ત્રિમાસિક શરૂ કરવામાં આવ્યું. તેમાં ધર્મ, ભક્તિ. કાવ્ય, ઇતિહાસ વિગેરે અનેક શાળાના સાહિત્યના નવા લેખો, અને ભાષાંતરો પ્રકટ કરવામાં આવતાં હતાં. તેનું "ગેટઅપ" તે જમાનામાં ઘણું આકર્ષક થઇ પડયું હતું. સાથે સાથે શેઠ સાંકળચંદ મગનલાલનું "કૃષ્ણમહોદય" પણ નીકળતું હતું, અને તેમાં પણ કવિબાલના લેખો આવતા હતા. મૃચ્છકટિક ભાષાંતર, કલાંતકવિ, હરિપ્રેમ પંચદશી, પ્રોષિતા પચીસી, નાગર બત્રીશી, ઇસ્લામનું પુનરુત્થાન, ગુજરાતના ઇતિહાસનો ફારસી ભાષાના ઇતિહાસો સાથે મુકાબલો, ભક્તિસંજીવન વિગેરે વિવિધ વિષયો વડે આ ત્રિમાસિક પ્રજામાં સાહિત્ય સંબંધી અભિરુચિ ઉત્પન્ન કરી હતી.

પરંતુ વિશ્વાસુ સ્વભાવને લીધે વેપાર ધંધામાં ભારે ખોટ આવી અને તેને લીધે સાહિત્ય પ્રવૃત્તિઓ અસ્તવ્યસ્ત થઇ ગઇ, અને પોતાનું સર્વસ્વ લેણદારોને લખી આપી કવિ બાલ સંસારી છતાં કેવલ ફકીર થઇ રહ્યા. આવા ઉત્તમ કવિની આ વિપત્તિ જોઇ કેટલાંક સહૃદય અંતઃકરણને ભારે લાગી આવ્યું, અને "બુદ્ધિપ્રકાશ" ના આસિસ્ટંટ સેક્રેટરી તરીકે સને ૧૮૯૪ માં તેમને નિર્વાહ અર્થે ધંધે લગાડયા. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. પ્રેસિડેન્ટ અને રા. બા. લાલશંકર ઉમીઆશંકર ઓનરરી સેક્રેટરી હતા, તેથી નીતિના ભારે અંકુશમાં રહેવું પડતું, અને

શ્રૃંગારી સ્વચ્છંદ કવિને સામાન્ય કેળવણી, અને નીતિનો ઉપદેશ આપવાનો તે સમયનો વેગ અરુચિકર છતાં સહન કરવો પડયો. પરંતુ બુદ્ધિપ્રકાશના ઉપર જે જડતાનું આવરણ આવેલું તે બાલાશંકરની કલમથી ખસી ગયું, અને તે સમયનું બુદ્ધિપ્રકાશ સાહિત્યના સત્ય મૂર્તરૂપને દેખાડતું થયું હતું. બાલાશંકરના અંકુશમાં રહેવાના આ જીવનપ્રસંગમાં ઘણા રમુજી પ્રસંગો આવતા હતા. તેમના દરેક લેખ સ્વ. લાલશંકરભાઇની દેખરેખ નીચે પસાર થયા પછી પ્રેસમાં મોકલવામાં આવતાં હતા. તેનું કારણ એ હતું કે રખેને તેમાં શ્રૃંગારનાં કાવ્યો પેસે. નીતિસુંદરીને આ રીતે ચોકીપેરામાં રાખવાનો સ્વ. લાલશંકરભાઇનો ઉદ્દેશ ઘણે ભાગે સફલ થયો હતો.

ગુ. વ. સોસાઇટીમાં તેમનો નીમ થયો, ત્યારે નગીનભાઈ સંઘવીને પહેલવહેલા બાલાશંકરભાઈ મળવા આવ્યા, તેમનો નિવાસ અમદાવાદ થવાથી નગીનભાઇને ઘણો આનંદ થયો. ધીમે ધીમે બુદ્ધિપ્રકાશની રગશીઆ પદ્ધતિમાં સુધારો થશે એવી આશા નગીનભાઇએ તેમની આગળ દર્શાવી. તેમણે કહ્યું, " પણ તમારા શ્રૃંગાર શતકથી કેટલાક જેમ તમને બદલાઇ ગયેલા માને છે, તેમ મારા ક્લાન્ત કવિથી મારા માટે સોસાઇટીના મોટેરાઓનો એવો ખોટો અભિનિવેશ થયેલો છે કે મારે માટે બીજા એક મારી જ્ઞાતિના સજ્જને મારી જામીનગિરી કરી ત્યારે મને રાખ્યો છે. "

નગીનભાઇએ કહ્યું કે—" ધીમેથી અને મર્યાદાથી આપ કામ લેશો, તો હરકત નહિ આવે. "

બાલાશંકરે કહ્યું:—" એ બુદ્ધિપ્રકાશ છે, એ બુઢ્ઢા માણસને જેમ સહેતો સહેતો ખોરાક અપાય તેમ કરવું પડશે. પણ મારી પ્રકૃતિ જુદાજ પ્રકારની છે. પણ હું તમને એ પૂછું છું કે—શૃંગાર શતક અને ક્લાન્ત કવિ બંનેમાં સ્વકીયાનો શૃંગાર છે, છતાં વિદ્વાનો એ બંને કાવ્યો માટે સૂગાય છે કેમ ? "

નગીનભાઇએ કહ્યું—" વિદ્વાનો છે, ખરા. પણ તેમને આપણાં કાવ્યો સ્વકીયાના શૃંગારનાં છે, એ આપણાં કાવ્યોમાંથી શોધી કાઢતા આવડતું નથી, તેથી તેઓ સૂગાય છે, પણ જનસમાજ એ બંને કાવ્યોને ચ્હાય છે. "

પરંતુ એક પ્રસંગે "કેમ મલીન સુદીપક જ્યોતિ" એ ટુંક ઉપર પાદપૂર્તિ કરી મોકલવા બાલાશંકરે સુવક્તાને વિનતિ કરી. તે ઉપરથી ઉત્તરમાં જે જે પસંદ કરી છપાવવા યોગ્ય પાદપૂર્તિઓ આવી તેમાં એક સારા લેખકની શૃંગારરસવાળી પાદપૂર્તિ આવી. તે વાંચી રા. બા. લાલશંકરભાઇને બેચેની થઇ, પ્રેસવાળાને કાઢી નાંખવાનું કહ્યું. કવિ બાલને તે લેખકે સારો પ્રયત્ન કર્યો છે, અને કવિતા સરસ છે તે પ્રસિદ્ધ ન થવાથી ખેદ થયો. તેમણે બુદ્ધિપ્રકાશમાં આ કાવ્ય છાપવામાં આવ્યું નહી તે ઉપર ફુદડી મૂકી નોટ મૂકી કે "બુદ્ધિપ્રકાશના હેતુ બહારનો શ્રૃંગાર હોવાથી દાખલ કરી નથી, જો કે કવિતા સારી છે."

આ પ્રસંગ પછી રા. બા. લાલશંકરભાઇએ બાલાશંકરના હિતેચ્છુ શિષ્ટ વિદ્વાનને ટાણો માર્યો કે બાલાશંકરે શ્રૃંગારની કવિતા બુદ્ધિપ્રકાશમાં દાખલ થવા દેવી નહિ એવી સરત હતી છતાં તેમણે તે વાત ધ્યાનમાં રાખી નહિ. આ રસિક પણ શિષ્ટ વિદ્વાને સાંજે

તેમના ચિત્તને એવો આઘાત લાગ્યો કે યાત્રાએથી આવ્યા પછી તેમણે અગીઆર દિવસમાં વૈરાગ્યવૃત્તિ સાથે દેહ છોડ્યો. તેમના મરણ સમયે તેમની કંઈક શાંતિનું સ્થાન તેમનાં દીકરી રૂક્મિણી બ્હેન હતાં. પુત્ર ઘરમાં છતાં મરણ ક્ષણે મળવાનો યોગ નહિ, અને પોતાની લૌકિક સંપત્તિ અને અલૌકિક સંપત્તિનો વારસો પ્રભુ જેને આપે તેણે સંભાળવો-એવું સ્લેટ ઉપર પેનથી લખી આ ધર્મનિષ્ટ વૃદ્ધ મુસદ્દીએ સ્લેટ મારા હાથમાં મૂકી પ્રાણ છોડ્યો.

પિતાની ઉત્તરક્રિયા અસાધારણ ખરચથી કરવામાં આવી, પરંતુ શું ક્યાં થાય છે તેનું ભાન કવિબાલને દોઢ માસ પર્યંત નહતું. યાત્રાના સમયના નકારા નોકરો અને આશ્રિતોએ ઘણોજ દુર્વ્યય કર્યો, માના કોમળ મનને આઘાત ઘણોએ લાગ્યો, પરંતુ રખેને પુત્રને માઠું લાગે તેવી ભાવનાથી માએ પોતાના પીઅરનું ધન પણ પુત્રને સ્વાધીન કર્યું.

સને ૧૮૮૬–૮૭ અને ૧૮૮૭–૮૮ ની સાલમાં પિતાના મરણ પછી જે સંપત્તિનો કબજો આવ્યો તેનો ઉપયોગ વેપાર ધંધામાં તથા સાહિત્ય પ્રવૃત્તિમાં કરવાની લાલસા જાગી. લોખંડના બીડનું પ્રથમ કારખાનું કાઢ્યું. જ્યાં પિતાની શાંતિનું નિવૃત્તિસ્થાન હતું, ત્યાં લોખંડની ભઠ્ઠીઓ સળગવા લાગી, ધંધામાં નફો થાય તેમ હતું છતાં દેખરેખના અભાવે ખોટ આવી, સાહસ ખેડયાનું ભાન આવ્યું, અને સને ૧૮૮૮-૮૯ માં આમોદ તાલુકા કચેરીમાં ત્રિજોરર તરીકે ફરી નોકરી ઉપર ચઢયા. મામલતદાર સાહેબ ગોપાળશંકર વેણીશંકર ભચેચ હતા. પરંતુ આ નોકરીના તંત્રમાં રૂ. ૪૦) ના પગારમાં ખરચાળ સ્વભાવના આ કવિને સંતોષ ન થયો, અને ધંધામાંજ રહેવું એવો વિચાર કરી નોકરીનું રાજીનામું આપ્યું.

સને ૧૮૮૯ માં પુનઃ મોટા પાયા ઉપર સાહિત્ય પ્રવૃત્તિનો આરંભ કર્યો. ભારતી ભૂષણ-નામનું ત્રિમાસિક શરૂ કરવામાં આવ્યું. તેમાં ધર્મ, ભક્તિ. કાવ્ય, ઇતિહાસ વિગેરે અનેક શાળાના સાહિત્યના નવા લેખો, અને ભાષાંતરો પ્રકટ કરવામાં આવતાં હતાં. તેનું " ગેટઅપ " તે જમાનામાં ઘણું આકર્ષક થઇ પડયું હતું. સાથે સાથે શેઠ સાંકળચંદ મગનલાલનું " કૃષ્ણમહોદય " પણ નીકળતું હતું, અને તેમાં પણ કવિબાલના લેખો આવતા હતા. મૃચ્છકટિક ભાષાંતર, ક્લાંતકવિ, હરિપ્રેમ પંચદશી, પ્રોષિતા પચીસી, નાગર બત્રીશી, ઇસ્લામનું પુનરુત્થાન, ગુજરાતના ઇતિહાસનો ફારસી ભાષાના ઇતિહાસો સાથે મુકાબલો, ભક્તિસંજીવન વિગેરે વિવિધ વિષયો વડે આ ત્રિમાસિક પ્રજામાં સાહિત્ય સંબંધી અભિરુચિ ઉત્પન્ન કરી હતી.

પરંતુ વિશ્વાસુ સ્વભાવને લીધે વેપાર ધંધામાં ભારે ખોટ આવી અને તેને લીધે સાહિત્ય પ્રવૃત્તિઓ અસ્તવ્યસ્ત થઇ ગઇ, અને પોતાનું સર્વસ્વ લેણદારોને લખી આપી કવિ બાલ સંસારી છતાં કેવલ ફકીર થઇ રહ્યા. આવા ઉત્તમ કવિની આ વિપત્તિ જોઇ કેટલાંક સહૃદય અંતઃકરણને ભારે લાગી આવ્યું, અને "બુદ્ધિપ્રકાશ" ના આસિસ્ટંટ સેક્રેટરી તરીકે સને ૧૮૯૪ માં તેમને નિર્વાહ અર્થે ધંધે લગાડયા. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આ. ઇ. પ્રેસિડેન્ટ અને રા. બા. લાલશંકર ઉમીઆશંકર ઓનરરી સેક્રેટરી હતા, તેથી નીતિના ભારે અંકુશમાં રહેવું પડતું, અને

શ્રૃંગારી સ્વચ્છંદ કવિને સામાન્ય કેળવણી, અને નીતિનો ઉપદેશ આપવાનો તે સમયનો વેગ અરુચિકર છતાં સહન કરવો પડયો. પરંતુ બુદ્ધિપ્રકાશના ઉપર જે જડતાનું આવરણ આવેલું તે બાલાશંકરની કલમથી ખસી ગયું, અને તે સમયનું બુદ્ધિપ્રકાશ સાહિત્યના સત્ય મૂર્તરૂપને દેખાડતું થયું હતું. બાલાશંકરના અંકુશમાં રહેવાના આ જીવનપ્રસંગમાં ઘણા રમુજી પ્રસંગો આવતા હતા. તેમના દરેક લેખ સ્વ. લાલશંકરભાઇની દેખરેખ નીચે પસાર થયા પછી પ્રેસમાં મોકલવામાં આવતાં હતા. તેનું કારણ એ હતું કે રખેને તેમાં શ્રૃંગારનાં કાવ્યો પેસે. નીતિસુંદરીને આ રીતે ચોકીપેરામાં રાખવાનો સ્વ. લાલશંકરભાઇનો ઉદ્દેશ ઘણે ભાગે સફલ થયો હતો.

ગુ. વ. સોસાઇટીમાં તેમનો નીમ થયો, ત્યારે નગીનભાઈ સંઘવીને પહેલવહેલા બાલાશંકરભાઈ મળવા આવ્યા, તેમનો નિવાસ અમદાવાદ થવાથી નગીનભાઇને ઘણો આનંદ થયો. ધીમે ધીમે બુદ્ધિપ્રકાશની રગશીઆ પદ્ધતિમાં સુધારો થશે એવી આશા નગીનભાઇએ તેમની આગળ દર્શાવી. તેમણે કહ્યું, “ પણ તમારા શ્રૃંગાર શતકથી કેટલાક જેમ તમને બદલાઇ ગયેલા માને છે, તેમ મારા કલાન્ત કવિથી મારા માટે સોસાઇટીના મોટેરાઓનો એવો ખોટો અભિનિવેશ થયેલો છે કે મારે માટે બીજા એક મારી જ્ઞાતિના સજ્જને મારી જામીનગિરી કરી ત્યારે મને રાખ્યો છે. ”

નગીનભાઇએ કહ્યું કે–“ ધીમેથી અને મર્યાદાથી આપ કામ લેશો, તો હરકત નહિ આવે. ”

બાલાશંકરે કહ્યું:–“ એ બુદ્ધિપ્રકાશ છે, એ બુઢ્ઢા માણસને જેમ સહેતો સહેતો ખોરાક અપાય તેમ કરવું પડશે. પણ મારી પ્રકૃતિ જુદાજ પ્રકારની છે. પણ હું તમને એ પૂછું છું કે–શૃંગાર શતક અને કલાન્ત કવિ બંનેમાં સ્વકીયાનો શૃંગાર છે, છતાં વિદ્વાનો એ બંને કાવ્યો માટે સૂગાય છે કેમ ? ”

નગીનભાઇએ કહ્યું–“ વિદ્વાનો છે, ખરા. પણ તેમને આપણાં કાવ્યો સ્વકીયાના શૃંગારનાં છે, એ આપણાં કાવ્યોમાંથી શોધી કાઢતા આવડતું નથી, તેથી તેઓ સૂગાય છે, પણ જનસમાજ એ બંને કાવ્યોને ચ્હાય છે. ”

પરંતુ એક પ્રસંગે “કેમ મલીન સુદીપક જ્યોતિ” એ ટુંક ઉપર પાદપૂર્તિ કરી મોકલવા બાલાશંકરે યુવકોને વિનતિ કરી. તે ઉપરથી ઉત્તરમાં જે જે પસંદ કરી છપાવવા યોગ્ય પાદપૂર્તિઓ આવી તેમાં એક સારા લેખકની શૃંગારરસવાળી પાદપૂર્તિ આવી. તે વાંચી રા. બા. લાલશંકરભાઇને બેચેની થઇ, પ્રેસવાળાને કાઢી નાંખવાનું કહ્યું. કવિ બાલને તે લેખકે સારો પ્રયત્ન કર્યો છે, અને કવિતા સરસ છે તે પ્રસિદ્ધ ન થવાથી ખેદ થયો. તેમણે બુદ્ધિપ્રકાશમાં આ કાવ્ય છાપવામાં આવ્યું નહી તે ઉપર ફુદડી મૂકી નોટ મૂકી કે “બુદ્ધિપ્રકાશના હેતુ બહારનો શ્રૃંગાર હોવાથી દાખલ કરી નથી, જો કે કવિતા સારી છે.”

આ પ્રસંગ પછી રા. બા. લાલશંકરભાઇએ બાલાશંકરના હિતેચ્છુ શિષ્ટ વિદ્વાનને ટાણો માર્યો કે બાલાશંકરે શ્રૃંગારની કવિતા બુદ્ધિપ્રકાશમાં દાખલ થવા દેવી નહિ એવી સરત હતી છતાં તેમણે તે વાત ધ્યાનમાં રાખી નહિ. આ રસિક પણ શિષ્ટ વિદ્વાને સાંજે

તેમના ચિત્તને એવો આઘાત લાગ્યો કે યાત્રાએથી આવ્યા પછી તેમણે અગીઆર દિવસમાં વૈરાગ્યવૃત્તિ સાથે દેહ છોડયો. તેમના મરણ સમયે તેમની કંઈક શાંતિનું સ્થાન તેમનાં દીકરી રૂક્મિણી બહેન હતાં. પુત્ર ઘરમાં છતાં મરણ ક્ષણે મળવાનો યોગ નહિ, અને પોતાની લૌકિક સંપત્તિ અને અલૌકિક સંપત્તિનો વારસો પ્રભુ જેને આપે તેણે સંભાળવો એવું સ્લેટ ઉપર પેનથી લખી આ ધર્મનિષ્ટ વૃદ્ધ મુસદ્દીએ સ્લેટ મારા હાથમાં મૂકી પ્રાણ છોડયો.

પિતાની ઉત્તરક્રિયા અસાધારણ ખરચથી કરવામાં આવી, પરંતુ શું કયાં થાય છે તેનું ભાન કવિબાલને દોઢ માસ પર્યંત નહતું. યાત્રાના સમયના નઠારા નોકરો અને આશ્રિતોએ ઘણોજ દુર્વ્યય કર્યો, માના કોમળ મનને આઘાત ઘણોએ લાગ્યો, પરંતુ રખેને પુત્રને માઠું લાગે તેવી ભાવનાથી માએ પોતાના પીઅરનું ધન પણ પુત્રને સ્વાધીન કર્યું.

સને ૧૮૮૬–૮૭ અને ૧૮૮૭–૮૮ ની સાલમાં પિતાના મરણ પછી જે સંપત્તિનો કબજો આવ્યો તેનો ઉપયોગ વેપાર ધંધામાં તથા સાહિત્ય પ્રવૃત્તિમાં કરવાની લાલસા જાગી. લોખંડના બીડનું પ્રથમ કારખાનું કાઢ્યું. જ્યાં પિતાની શાંતિનું નિવૃત્તિસ્થાન હતું, ત્યાં લોખંડની ભઠ્ઠીઓ સળગવા લાગી, ધંધામાં નફો થાય તેમ હતું છતાં દેખરેખના અભાવે ખોટ આવી, સાહસ ખેડયાનું ભાન આવ્યું, અને સને ૧૮૮૮–૮૯ માં આમોદ તાલુકા કચેરીમાં ત્રિઝોરર તરીકે ફરી નોકરી ઉપર ચઢયા. મામલતદાર સાહેબ ગોપાળશંકર વેણીશંકર ભચેચ હતા. પરંતુ આ નોકરીના તંત્રમાં રૂ. ૪૦) ના પગારમાં ખરચાળ સ્વભાવના આ કવિને સંતોષ ન થયો, અને ધંધામાંજ રહેવું એવો વિચાર કરી નોકરીનું રાજીનામું આપ્યું.

સને ૧૮૮૯ માં પુનઃ મોટા પાયા ઉપર સાહિત્ય પ્રવૃત્તિનો આરંભ કર્યો. ભારતી ભૂષણ–નામનું ત્રિમાસિક શરૂ કરવામાં આવ્યું. તેમાં ધર્મ, ભક્તિ, કાવ્ય, ઇતિહાસ વિગેરે અનેક શાળાના સાહિત્યના નવા લેખો, અને ભાષાંતરો પ્રકટ કરવામાં આવતાં હતાં. તેનું "ગેટઅપ" તે જમાનામાં ઘણું આકર્ષક થઇ પડયું હતું. સાથે સાથે શેઠ સાંકળચંદ મગનલાલનું "કૃષ્ણમહોદય" પણ નીકળતું હતું, અને તેમાં પણ કવિબાલના લેખો આવતા હતા. મૃચ્છકટિક ભાષાંતર, કલાંતકવિ, હરિપ્રેમ પંચદશી, પ્રોષિતા પચીસી, નાગર બત્રીશી, ઇસ્લામનું પુનરુત્થાન, ગુજરાતના ઇતિહાસનો ફારસી ભાષાના ઇતિહાસો સાથે મુકાબલો, ભક્તિસંજીવન વિગેરે વિવિધ વિષયો વડે આ ત્રિમાસિક પ્રજામાં સાહિત્ય સંબંધી અભિરુચિ ઉત્પન્ન કરી હતી.

પરંતુ વિશ્વાસુ સ્વભાવને લીધે વેપાર ધંધામાં ભારે ખોટ આવી અને તેને લીધે સાહિત્ય પ્રવૃત્તિઓ અસ્તવ્યસ્ત થઇ ગઇ, અને પોતાનું સર્વસ્વ લેણદારોને લખી આપી કવિ બાલ સંસારી છતાં કેવલ ફકીર થઇ રહ્યા. આવા ઉત્તમ કવિની આ વિપત્તિ જોઇ કેટલાંક સહૃદય અંતઃકરણને ભારે લાગી આવ્યું, અને "બુદ્ધિપ્રકાશ" ના આસિસ્ટંટ સેક્રેટરી તરીકે સને ૧૮૯૪ માં તેમને નિર્વાહ અર્થે ધંધે લગાડયા. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. પ્રેસિડેન્ટ અને રા. બા. લાલશંકર ઉમીઆશંકર ઓનરરી સેક્રેટરી હતા, તેથી નીતિના ભારે અંકુશમાં રહેવું પડતું, અને

શ્રૃંગારી સ્વચ્છંદ કવિને સામાન્ય કેળવણી, અને નીતિનો ઉપદેશ આપવાનો તે સમયનો વેગ અરુચિકર છતાં સહન કરવો પડયો. પરંતુ બુદ્ધિપ્રકાશના ઉપર જે જડતાનું આવરણ આવેલું તે બાલાશંકરની કલમથી ખસી ગયું, અને તે સમયનું બુદ્ધિપ્રકાશ સાહિત્યના સત્ય મૂર્તરૂપને દેખાડતું થયું હતું. બાલાશંકરના અંકુશમાં રહેવાના આ જીવનપ્રસંગમાં ઘણા રમુજી પ્રસંગો આવતા હતા. તેમના દરેક લેખ સ્વ. લાલશંકરભાઇની દેખરેખ નીચે પસાર થયા પછી પ્રેસમાં મોકલવામાં આવતાં હતા. તેનું કારણ એ હતું કે રખેને તેમાં શ્રૃંગારનાં કાવ્યો પેસે. નીતિસુંદરીને આ રીતે ચોકીપેરામાં રાખવાનો સ્વ. લાલશંકરભાઇનો ઉદ્દેશ ઘણે ભાગે સફલ થયો હતો.

ગુ. વ. સોસાઇટીમાં તેમનો નીમ થયો, ત્યારે નગીનભાઈ સંઘવીને પહેલવહેલા બાલાશંકરભાઈ મળવા આવ્યા, તેમનો નિવાસ અમદાવાદ થવાથી નગીનભાઇને ઘણો આનંદ થયો. ધીમે ધીમે બુદ્ધિપ્રકાશની રગશીઆ પદ્ધતિમાં સુધારો થશે એવી આશા નગીનભાઇએ તેમની આગળ દર્શાવી. તેમણે કહ્યું, " પણ તમારા શ્રૃંગાર શતકથી કેટલાક જેમ તમને બદલાઇ ગયેલા માને છે, તેમ મારા કલાન્ત કવિથી મારા માટે સોસાઇટીના મોટેરાઓનો એવો ખોટો અભિનિવેશ થયેલો છે કે મારે માટે બીજા એક મારી જ્ઞાતિના સજ્જને મારી જામીનગિરી કરી ત્યારે મને રાખ્યો છે. "

નગીનભાઇએ કહ્યું કે-" ધીમેથી અને મર્યાદાથી આપ કામ લેશો, તો હરકત નહિ આવે. "

બાલાશંકરે કહ્યું:-" એ બુદ્ધિપ્રકાશ છે, એ બુઢ્ઢા માણસને જેમ સહેતો સહેતો ખોરાક અપાય તેમ કરવું પડશે. પણ મારી પ્રકૃતિ જુદાજ પ્રકારની છે. પણ હું તમને એ પૂછું છું કે-શૃંગાર શતક અને કલાન્ત કવિ બંનેમાં સ્વકીયાનો શૃંગાર છે, છતાં વિદ્વાનો એ બંને કાવ્યો માટે સૂગાય છે કેમ ? "

નગીનભાઇએ કહ્યું-" વિદ્વાનો છે, ખરા. પણ તેમને આપણાં કાવ્યો સ્વકીયાના શૃંગારનાં છે, એ આપણાં કાવ્યોમાંથી શોધી કાઢતા આવડતું નથી, તેથી તેઓ સૂગાય છે, પણ જનસમાજ એ બંને કાવ્યોને ચ્હાય છે. "

પરંતુ એક પ્રસંગે "કેમ મલીન સુદીપક જ્યોતિ" એ ટુંક ઉપર પાદપૂર્તિ કરી મોકલવા બાલાશંકરે યુવકોને વિનતિ કરી. તે ઉપરથી ઉત્તરમાં જે જે પસંદ કરી છપાવવા ગ્યોગ્ય પાદપૂર્તિઓ આવી તેમાં એક સારા લેખકની શૃંગારરસવાળી પાદપૂર્તિ આવી. તે વાંચી રા. બા. લાલશંકરભાઇને બેચેની થઇ, પ્રેસવાળાને કાઢી નાંખવાનું કહ્યું. કવિ બાલને તે લેખકે સારો પ્રયત્ન કર્યો છે, અને કવિતા સરસ છે તે પ્રસિદ્ધ ન થવાથી ખેદ થયો. તેમણે બુદ્ધિપ્રકાશમાં આ કાવ્ય છાપવામાં આવ્યું નહી તે ઉપર ફુદડી મૂકી નોટ મૂકી કે "બુદ્ધિપ્રકાશના હેતુ બહારનો શ્રૃંગાર હોવાથી દાખલ કરી નથી; જો કે કવિતા સારી છે."

આ પ્રસંગ પછી રા. બા. લાલશંકરભાઇએ બાલાશંકરના હિતેચ્છુ શિષ્ટ વિદ્વાનને ટાણો માર્યો કે બાલાશંકરે શ્રૃંગારની કવિતા બુદ્ધિપ્રકાશમાં દાખલ થવા દેવી નહિ એવી સરત હતી છતાં તેમણે તે વાત ધ્યાનમાં રાખી નહિ. આ રસિક પણ શિષ્ટ વિદ્વાને સાંજે

કવિ બાલને વાત કરી. કવિ બાલને ઘણું હસવું આવ્યું, અને શિષ્ટ વિદ્વાનને કહે કે "આ નીતિની ભૂત ભડકામણી લાલશંકરભાઈ જેવા નાગરને ક્યાંથી લાગી છે ? તેમને કહેજો કે શ્રૃંગારરસ આ સંસારમાં ન હોત તો લાલશંકરભાઈ આ સાહિત્યના ઉત્તેજન આપવાના પોતેજ ક્યાંથી પાકત ? " આ મર્મવાક્ય રા. બા. લાલશંકરભાઇને કાને તો પહોંચ્યે તેમ ન હતું. પણ નીતિમાં વૈદગ્ધ્ય વિનાનું જીવન, અને રસિકવૃત્તિનો અભાવ આ કવિને પસંદ પડયો નહિ, અને બાલાશંકર આ બંધનમાંથી સ્વેચ્છાથી કે પરેચ્છાથી છૂટા થયા. ત્યાર પછી સને ૧૮૯૩–૯૪ માં વડોદરા રાજ્યમાં મણિલાલ નભુભાઈના સંબંધથી **પ્રાચીન ગ્રંથોદ્ધારના** કામમાં બાલાશંકર જોડાયા હતા. " ઇતિહાસમાલા " નો ઉદય થયો તેમાં ફારસી ઐતિહાસિક ગ્રંથોનાં ભાષાંતર આપવામાં આવ્યાં હતાં. આર્થિક વિપત્તિ મરણ પર્યંત ચાલુ રહી, રહેવાનું ઘર પણ દેવામાં હોમાઈ ગયું, વાસણ વિગેરે પણ વેચાઈ ગયાં, અને પિતૃવંશના ધન સાથે જાણે ઋણસંબંધ છૂટવાનો હોય એમ છેવટનું વાસણ પણ વેચાઇ ગયું ત્યારે પ્લેગના વ્યાધિથી આ રસિક અને ઉદાર કવિના ક્ષર દેહનો **વડોદરામાં** સંવત્ ૧૯૫૪ ના ચૈત્ર સુદ ૧૧ ના રોજ નાશ થયો.

કવિ બાલનું ક્ષર જીવન અળપાયું. વિધવા સ્ત્રી અને ત્રણ દીકરા અને બે દીકરીઓનો પ્રભુએ સુખદુઃખે નિર્વાહ કર્યો. માતાને પુત્ર વિયોગનું દુઃખ ભારે લાગ્યું. ચિત્તનો ઉન્માદ થયો. થોડા સમયમાં તે શમી ગયાં; વિધવા સ્ત્રી પણ ગયાં; એક પુત્ર પણ ગયો; એક દીકરી પણ ગઇ, અને સંકટમાં આવેલું આ બહોળું કુટુંબ માત્ર બે ભાઇઓ—ત્રિપુરાશંકર અને ભાસ્કર—નાં શરીરોમાં હાલ આવી અટક્યું છે. આ ભાઇઓએ આ સંસારનો પાઠ એકડે એકથી સાધ્યો છે.

બાલાશંકરની ઉત્તમ લાયબ્રેરી, જૂની **મોગલ રાજ્ય**ની ચિત્રકળાવાળી છબીઓ, સંગીત વિગેરેનાં સાધનો અસ્તવ્યસ્ત થઇ ગયાં છે. જે સંગ્રહ રક્ષણમાં આવી શક્યો છે તેનો સંચય મોટા દીકરા ત્રિપુરાશંકરના હાથમાં છે, અને તેઓ તે સંગ્રહ પ્રસિદ્ધ કરવા વિચાર રાખે છે.

## (૬) કવિ બાલની સાહિત્યસેવા.

બાલાશંકરમાં નાનપણથીજ કવિતા કરવાનો છંદ હતો, પરંતુ આ છંદ તેમનામાં જન્મસિદ્ધ પ્રતિભા સાથેનો હતો, તેથી કાવ્ય—અલંકારશાસ્ત્રના અભ્યાસવડે તેને સફલ થવામાં વિઘ્ન આવ્યું નહતું, જેમનામાં પ્રતિભા નથી તેમના કાવ્યમાં કવિત્વ કદી પણ ઝળકતું નથી, અને કાવ્યનો આત્મારસ નિષ્પન્ન થતો ન હોવાથી કાવ્યનું શરીર શબ્દાર્થમય ગમે તેટલું સુંદર ઘડાય તોપણ રસના અભાવે એક શબ જેવું જણાય છે. ઉપર કહી ગયા તેમ મણિલાલ, બાલાશંકર, અને મોહનલાલ—એ એકજ જ્ઞાતિનાં બાળસ્નેહીઓની ત્રિપુટીનું કર્તવ્ય પોતાની સ્વસુધાકર સમાજમાં નવી નવી કવિતાઓ રચવી, સમજવી, અને સારા કવિઓની કવિતા વાંચવી—એ હતું. પારકા કાવ્યોના ગુણદોષનું ચિંતન થતું; અને તે કાળના બે ભિન્ન દિશાના કવિઓ દલપતરામ અને નર્મદાશંકરનાં કાવ્યોની અલંકારશાસ્ત્રની દ્રષ્ટિએ પરીક્ષા કરવામાં આવતી. ત્રણે મિત્રો સ્વભાવે રસિક હતા, તે સાથે પરસ્પરની

ખોટ પણ પૂરી પાડનાર હતા. બાલાશંકરમાં સ્વભાવિક પ્રતિભા હતી, ત્યારે મણિલાલમાં અભ્યાસનું ઉંડાપણું હતું, અને મોહનલાલમાં ઉત્સાહ હતો. આ ત્રણને લીધે ચર્ચામાં વિનોદ સાથે તકરારનો રસ પણ જામતો હતો. તેમના સમયમાં જે કવિને રાજારજવાડા તરફથી આશ્રય મળે તેમનાં કાવ્યોનાં બણગાં ફુંકવામાં આવતાં, અને ભાડુતી કવિઓએ કાવ્યનું ક્ષેત્ર બગાડી નાંખ્યું છે એવું મંતવ્ય તેમનું હતું. તેથી કોઇ પણ રાજારજવાડાના આશ્રયની અપેક્ષા રાખ્યા વિના બાલાશંકરે કાવ્યો લખવાં, અને વિદ્વાનો પાસે પરીક્ષા કરાવવી એવો નિશ્ચય કર્યો હતો. પોતાના કાવ્યમાં રસ આવે છે, તોપણ ઘણાં શાસ્ત્રના અભ્યાસ વિના વૈવિધ્ય આવતું નથી એવું સમજી તેમણે બ્રીજભાષામાં, ફારસીમાં, સંસ્કૃતમાં અને ગુજરાતીમાં તે કાળે જે પ્રસિદ્ધ અલંકારશાસ્ત્રનું સાહિત્ય હતું તે સર્વ અવલોકન કર્યું હતું. કવિ બાલના ગ્રંથો ત્રણ વર્ગમાં પડે છે (૧) શુદ્ધકાવ્યો, (૨) નિબંધ અને વિવરણો, (૩) ભાષાંતરો. શુદ્ધ કાવ્યના ગ્રંથોમાં આરંભની ચંદ્રાવલિ[૧] નાટિકા, ક્લાંતકવિ નામનું ખંડકાવ્ય[૨], સૌન્દર્ય લહરીનું[૩] પદ્યાત્મક ભાષાંતર (સ્તોત્ર), હરિપ્રેમ પંચદશી[૪] (પ્રાર્થના) વિગેરે છે; નિબંધાત્મક સાહિત્યમાં ભારતી ભૂષણના લેખો; અને ભાષાંતરોમાં નારદભક્તિ[૧] સૂત્ર, (ભક્તિસંજીવન) હાફીઝની ગઝલો[૨], ઇતિહાસમાલા[૩], વિશ્વનાથનું સાહિત્યદર્પણ[૪] કર્પૂરમંજરિ[૫] (નાટિકા), મૃચ્છકટિક[૬] નાટક વિગેરેનો સમાસ થાય છે. જેમ ઇંગ્રેજી કવિ ગ્રેની એકજ Elegy તેને ઉત્તમ કવિની ગણના કરાવવા બસ છે, તેમ બાલાશંકરનું "ક્લાંત કવિ"–એ એકજ ખંડકાવ્ય સારા કવિઓના વર્ગમાં તેમને સ્થાન અપાવે તેવું છે.

## (૭) ક્લાંતકવિ.

આ ખંડકાવ્ય સો શિખરિણી વૃત્તમાં રચાયેલું છે. કવિ બાલની ભર યુવાવસ્થામાં આ કાવ્ય શ્લેષછાયાવાળું તાત્પર્યમાં બે ધારામાં વહેતું ચાલે છે. પોતાના જીવનના લગભગ સાતમા વર્ષથી તે સત્તાવીસ વર્ષ સુધીમાં કવિએ જે (૧) પોતાની પ્રિયતમા સાથે તથા (૨) કવિતા સુંદરી સાથે, જે અનુપમ પ્રેમાંકુરો ખીલવ્યાં હતાં તેનું છાયાચિત્ર વિરહી પ્રિયતમ તરીકે આ ખંડકાવ્યમાં આલેખ્યું છે. નાયિકા સ્વકીયા છે, અને પરકીયા નથી અને તેથી આ કાવ્ય કોઇ છકેલનું છે એવું કેટલાક ટીકાકારોએ કહેલું તેનો ઉત્તર તે સમયમાં કોઇએ આપેલો નહિ, પરંતુ ખંડકાવ્યના અંતમાં:—

"શતક મણીરૂપ તત્પદ વાણી સમજે જન રસાળ,
હોય ગમાર જે ગપરૂપ સમજે સાચો સ્નેહી બાળ."

કવિએ પોતાનાં પત્ની ( મણિલક્ષ્મી ) ના નામને અંકિત કરી તેમાં તત્પદ એટલે શક્તિના પદનું (જગતકારણ ઇશ્વરી શક્તિનું) અભેદારોપણ કરી પોતાના સ્વાનુભવરસનું આ કાવ્ય છે એમ સ્પષ્ટ કર્યું છે. કાવ્યનું બીજ પ્રિયતમા સાથે તથા કવિતા–સુંદરી સાથેની રતિમાં છે. તે રતિરૂપ સ્થાયિભાવ પ્રિયતમા તથા કવિતાના આલંબન વિભાવમાં શી રીતે ખીલવા પામ્યો, અને છ ઋતુઓમાં પોતે ઉદ્દીપન વિભાવો વડે તે રતિને શી રીતે પોષેલી, પોતાનો વિરહ શી રીતે થયો, અને પોતાનો છેવટનો સંયોગ કેવી રીતે થશે એનું

ભાવિચિત્ર આ ખંડકાવ્યમાં ચિતર્યું છે. કાવ્યમાં અદ્ભુત શબ્દલાલિત્ય છે, અને માધુર્ય પણ પ્રત્યેક શ્લોકમાં તરવરે છે. પોતે જે સંભોગશૃંગાર સમયે "મસ્તકવિ" હતો તે હવે વિપ્રયોગકાળે "ક્લાંતકવિ"—એટલે વિરહથી થાકેલો કવિ છે એવું જણાવવા કાવ્યનું નામ જ તેમણે "ક્લાંતકવિ" એવું આપ્યું છે. પ્રિયતમા અને કવિતા સુંદરીના મુખ્ય સંભોગ શ્રૃંગારના વર્ણનમાં સૃષ્ટિસૌંદર્યના અને ઋતુવર્ણનના બદલાતા ભાવોના, અથવા શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો વ્યભિચારી ભાવોના, રંગો પણ પૂર્યા છે. કાવ્યની વસ્તુ આવી શ્રૃંગારભક્તિવાળી છતાં પોતાના જીવનને નહિ સમજનારા તે કાળના ટીકાકારોમાં ભ્રાંતિ ઉપજશે એમ બાલાશંકર પોતે સારી રીતે સમજતા હતા. તે પોતે જ કાવ્યના અંતમાં આ કાવ્યનો રસ લેવા કોણ અધિકારી છે તેનું વર્ણન કરતાં કહે છે કેઃ—

"કવિતામાં જેની સુમતિ રતિ નીરંતર રહે,  
વળી જૂદા જૂદા ફરિ જગતના રંગ નિરખે;  
વળી જેને ભારે વિપત મુજ જેવી શિર પડે,  
રહે પ્રેમે દાઝયો મરમ જન તે માત્ર સમજે."

પ્રિયતમા અને કવિતા સુંદરી પ્રતિની રતિના તરંગો ભરતીની પેઠે ચઢે છે અને છેવટે તે રમ્ય રંગમાંથી ભવ્યરંગમાં ઉછાળા મારતા સંસારની પારના કોઇ કાંઠા ઉપર અથડાતા હોય એમ સહૃદય વાચકને સંભળાય છેઃ—

"પછી કોઇ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે,  
રહે તું પાસે ને નજર વપુ તારા પર રહે;  
ત્યજી સંસારાબ્ધિ સતત દુઃખવારિથી પુરજે,  
રહે આશા તારા સ્વરૂપ મહિં ચૈતન્ય વિચરે.

મને ક્રિયા વાણી થકી કંઈ કંઇ જે કૃત્ય થતાં,  
પ્રિતે મેં તે સર્વે સમરપણ તારે પદ કર્યાં;  
કદાપી તે કાંઈ દુષિત અણુજાણ્યા થકી થશે,  
ખરા પ્રેમીનાં તું વચન મહિં ના દોષ ગ્રહશે."

આ કાવ્ય ઉપર વિજ્ઞાનવિલાસ અને ગુજરાત શાળાપત્રમાં વિરોધી ટીકાઓ અરસિક જનોથી લખાયેલી તેનો પરિહાર મણિભાઇએ સુદર્શનમાં નીચેની પ્રૌઢ ભાષામાં કર્યો હતોઃ—

"ક્લાન્ત કવિઃ

આ નામનું નાનું ખંડ કાવ્ય અમને ઘણા વખતથી મળેલું છે, પરંતુ તે ઉપર અમે આ જ સુધી નથી બોલ્યા તે તેનો અનાદર કરીને નહિ પણ એ કાવ્ય જેવો વિષય, અમારા આ કાવ્યના રચનારે, અમારા ઉપર વિજ્ઞાન વિલાસ તથા ગુજરાત શાળાપત્રમાં આવેલી ટીકાના જવાબમાં જે લખાણ કર્યું છે તે મોકલતાં એમ વિનતિ કરેલી કે તમારે તમારો અભિપ્રાય જરૂર જણાવવો, તથા તે પછી પણ વારંવાર એ વાત અમને સૂચવેલી તેથી આજ કંઈક લખવાની ઇચ્છા ધારી છે. વર્તમાનપત્ર અને ચોપાનીયાં ફક્ત છપાઈ બંધાઇને જરા સારા આકારનાં થઇ બહાર પડયાં માટે તેમાં લખાય છે તે બધું સિદ્ધવાકય છે એમ માનવાનું

કાંઇ કારણ નથી. ગુજરાતમાં લખનાર વર્ગની સ્થિતિ વિલક્ષણ છે. હાલના આપણા ભાઇઓ એમ સમજતા જણાય છે કે જો કંઇ ધંધો ન મળે તો જે મગજમાં આવે તે બે વાતો લખીને ચોપડી ચોપાનીયાં વેચી ખાવાં એ પણ એક વેપાર છે! આમ છે ત્યારે તેવા લોક ગમે તેવો ડોળ ઘાલીને સારા વિદ્વાનોને ખોટાં કે ખરાં સર્ટિફિકેટ આપે તેથી ખરા લખનારે બીલકુલ નિરાશ થવાનું નથી. અમે કાલિદાસનું आपरितोषाद् विदुषां એ વાક્ય વિસરી જતા નથી–પણ જે વિદ્વાનોને સંતોષ થવાથી કાવ્યની કૃતાર્થતા છે તેવા તો ગુજરાત શાળાપત્રના અધિપતિ રા. નવલરામભાઇ જેવા થોડાજ હશે. આ કામ માટે રા. નવલરામભાઇએ પોતેજ ગુજરાત શાળાપત્રમાં આપેલો અભિપ્રાય લખ્યો હોય એમ માનવાની પણ અમને હાલ તો મરજી નથી–આમ છતાં અને ગ્રંથકર્તા પોતાનું વિત્ત જાતે સમજવા છતાં શા માટે નિરાશ થઈ ખરૂં ખોટું કરવાનો આગ્રહ કરે છે! જે ખરા વિત્તવાળા છે તે તો લખ્યાં જ જાય છે. લોકો કાળાંતરે પણ તેમની ગણના કર્યા વિના રહેતા નથી, કેમકે આ વિશાળ ભૂમિમાં કાળાંતરે પણ કોઇ એક રસિક અથવા સુજ્ઞ ન નીકળી આવે એમ તો બને જ નહિ. અમારા હાથમાં જે ખંડકાવ્ય છે તેમાં સો શિખરિણી છંદની અંદર જૂદા જૂદા વિષયનું મેલન કરી પ્રેમનો, જ્ઞાનનો, કાવ્યનો કે વિશ્વવર્ણનનો વિષય સમાવેલો છે. આખું કાવ્ય જોઈ જતાં કર્ત્તાના મનમાં પ્રેમનો સંસ્કાર શુદ્ધરૂપે અને દૃઢ પડેલો જણાય છે. તેમજ શ્રી શંકરાચાર્યના વેદાંતનો પણ ભાસ ધીમે ધીમે પ્રવેશ કરી પ્રેમને બ્રહ્મભાવમાં પરિણામ પમાડતો નજરે પડે છે. ભવભૂતિના ઉત્તરરામમાંના ઉંચા પ્રેમ સાથે શંકરાચાર્યની આનંદલહરીના મહામાયારૂપના રસિક પ્રમોદનો સંસ્કાર ઝાંખો ઝાંખો પણ ઠીક મિશ્ર થએલો જણાય છે. આ બે વિષયને મેળવીને સમાનતાએ લખવાની પ્રસિદ્ધ રૂઢિ ફારસી તથા તે ઉપરથી ઉર્દુમાં ઘણી છે, ને તેના જ મુખ્ય સંસ્કાર બેઠા હોય નહિ તેમ અમને વારંવાર લાગ્યાં કરે છે. ફારસી કાવ્ય વિગેરેમાં જેમ પ્રેમાંશ કાંઇક તરતો અને જ્ઞાનાંશ કાંઇક ઢંકાતો ચાલ્યો આવે છે તેમ આ કાવ્યમાં પણ જણાયા વિના રહેતું નથી. વાસ્તવિક રીતે જોતાં આ કાવ્ય આ બે વાત ઉપર જ લાગુ થઇ શકે છે. પ્રેમ કે જ્ઞાન-કવિએ વિશ્વલીલા વર્ણનનો તથા કવિતા અને કવિ વિષયના અર્થનો જે આરોપ ૯૫ માં છંદમાં કર્યો લાગે છે તે ઠીક છે પણ કવિ–કવિતા એ પતિ–પત્નીમાં એટલે પ્રેમમાં અને વિશ્વલીલા એ પ્રેમજ્ઞાન–એ ઉભયમાં સમાઇ જાય છે: કેમકે પ્રેમનું તેમજ જ્ઞાનનું પણ આલંબન વિશ્વ જ છે, અને કવિતા કે પતિ–પત્ની કે ગમે તેમાં પણ રૂપ પ્રેમનું જ છે. આ વિષયો એટલા ગહન છે કે તેનો બોધ સર્વાંશે પૂર્ણરૂપે થવો એ વિરલ છે. તથાપિ યોગ્ય અધિકારીઓ અમારા કહેવા પ્રમાણે આ કાવ્યનો વિષય સમજશે તો કોઈ કોઇ ઠામે ભાસતા દોષ વાસ્તવિક ઠરશે નહિ.

આપણી ભાષામાં આજ સુધી ઘણાંખરાં કાવ્યો ફક્ત અલંકારથી કે બીજી કોઈ પરચુરણ ચતુરાઇથી દીપાવેલાં જોવામાં આવે છે. કાવ્ય માત્રના જીવરૂપ રસમાત્રનો જ આશ્રય લઈ કાવ્ય રચવાનો કાંઇક પ્રયત્ન કવિ નર્મદાશંકરમાં જણાયો છે; તથા અમને પણ એવાં જ કાવ્ય પૂરાં ઉદ્ભેદક જણાયાથી અમે તે માર્ગ પ્રસિદ્ધ રીતે સૂચવ્યો છે, ને એટલું વિશેષ પ્રતિપાદન કરવા મહેનત કરી છે કે જો આ રસમાત્રને પરરસના રૂપાંતર તરીકે બતાવાય તો પ્રયત્નમાં વધારે શોભા અને સફલતા છે. આ ખંડકાવ્ય આવા પ્રયત્નવાળું

ભાવિચિત્ર આ ખંડકાવ્યમાં ચિતર્યું છે. કાવ્યમાં અદ્‌ભુત શબ્દલાલિત્ય છે, અને માધુર્ય પણ પ્રત્યેક શ્લોકમાં તરવરે છે. પોતે જે સંભોગશૃંગાર સમયે "મસ્તકવિ" હતો તે હવે વિપ્રયોગકાળે "કલાંતકવિ"—એટલે વિરહથી થાકેલો કવિ છે એવું જણાવવા કાવ્યનું નામ જ તેમણે "કલાંતકવિ" એવું આપ્યું છે. પ્રિયતમા અને કવિતા સુંદરીના મુખ્ય સંભોગ શૃંગારના વર્ણનમાં સૃષ્ટિસૌંદર્યના અને ઋતુવર્ણનના બદલાતા ભાવોના, અથવા શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો વ્યભિચારી ભાવોના, રંગો પણ પૂર્યા છે. કાવ્યની વસ્તુ આવી શૃંગારભક્તિવાળી છતાં પોતાના જીવનને નહિ સમજનારા તે કાળના ટીકાકારોમાં ભ્રાંતિ ઉપજશે એમ બાલાશંકર પોતે સારી રીતે સમજતા હતા. તે પોતે જ કાવ્યના અંતમાં આ કાવ્યનો રસ લેવા કોણ અધિકારી છે તેનું વર્ણન કરતાં કહે છે કેઃ—

"કવિતામાં જેની સુમતિ રતિ નીરંતર રહે,
વળી જૂદા જૂદા ફરિ જગતના રંગ નિરખે;
વળી જેને ભારે વિપત મુજ જેવી શિર પડે,
રહે પ્રેમે દાઝયો મરમ જન તે માત્ર સમજે."

પ્રિયતમા અને કવિતા સુંદરી પ્રતિની રતિના તરંગો ભરતીની પેઠે ચઢે છે અને છેવટે તે રમ્ય રંગમાંથી ભગ્નરંગમાં ઉછાળા મારતા સંસારની પારના કોઇ કાંઠા ઉપર અથડાતા હોય એમ સહૃદય વાચકને સંભળાય છેઃ—

"પછી કોઇ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે,
રહે તું પાસે ને નજર વપુ તારા પર રહે;
ત્યજી સંસારાબ્ધિ સતત દુઃખવારિથી પુરજે,
રહે આશા તારા સ્વરૂપ મહિ ચૈતન્ય વિચરે.

મને ક્રિયા વાણી થકી કંઈ કંઇ જે કૃત્ય થતાં,
પ્રિતે મેં તે સર્વે સમરપણ તારે પદ કર્યાં;
કદાપી તે કાંઈ દુષિત અણજાણ્યા થકી થશે,
ખરા પ્રેમીનાં તું વચન મહિં ના દોષ ગ્રહશે."

આ કાવ્ય ઉપર વિજ્ઞાનવિલાસ અને ગુજરાત શાળાપત્રમાં વિરોધી ટીકાઓ અરસિક જનોથી લખાયેલી તેનો પરિહાર મણિભાઇએ સુદર્શનમાં નીચેની પ્રૌઢ ભાષામાં કર્યો હતોઃ—

" કલાન્ત કવિઃ

આ નામનું નાનું ખંડ કાવ્ય અમને ઘણા વખતથી મળેલું છે, પરંતુ તે ઉપર અમે આ જ સુધી નથી બોલ્યા તે તેનો અનાદર કરીને નહિ પણ એ કાવ્ય જેવો વિષય, અમારા આ કાવ્યના રચનારે, અમારા ઉપર વિજ્ઞાન વિલાસ તથા ગુજરાત શાળાપત્રમાં આવેલી ટીકાના જવાબમાં જે લખાણ કર્યું છે તે મોકલતાં એમ વિનતિ કરેલી કે તમારે તમારો અભિપ્રાય જરૂર જણાવવો, તથા તે પછી પણ વારંવાર એ વાત અમને સૂચવેલી તેથી આજ કંઇક લખવાની ઇચ્છા ધારી છે. વર્તમાનપત્ર અને ચોપાનીયાં ફક્ત છપાઈ બંધાઇને જરા સારા આકારનાં થઇ બહાર પડયાં માટે તેમાં લખાય છે તે બધું સિદ્ધવાકય છે એમ માનવાનું

કાંઇ કારણ નથી. ગુજરાતમાં લખનાર વર્ગની સ્થિતિ વિલક્ષણ છે. હાલના આપણા ભાઇઓ એમ સમજતા જણાય છે કે જો કંઇ ધંધો ન મળે તો જે મગજમાં આવે તે બે વાતો લખીને ચોપડી ચોપાનીયાં વેચી ખાવાં એ પણ એક વેપાર છે! આમ છે સારે તેવા લોક ગમે તેવો ડોળ ઘાલીને સારા વિદ્વાનોને ખોટાં કે ખરાં સર્ટિફિકેટ આપે તેથી ખરા લખનારે બીલકુલ નિરાશ થવાનું નથી. અમે કાલિદાસનું आपरितोषाद् विदुषां એ વાક્ય વિસરી જતા નથી–પણ જે વિદ્વાનોને સંતોષ થવાથી કાવ્યની કૃતાર્થતા છે તેવા તો ગુજરાત શાળાપત્રના અધિપતિ રા. નવલરામભાઇ જેવા થોડાજ હશે. આ કામ માટે રા. નવલરામભાઇએ પોતેજ ગુજરાત શાળાપત્રમાં આપેલો અભિપ્રાય લખ્યો હોય એમ માનવાની પણ અમને હાલ તો મરજી નથી–આમ છતાં અને ગ્રંથકર્તા પોતાનું વિત્ત જાતે સમજવા છતાં શા માટે નિરાશ થઈ ખરૂં ખોટું કરવાનો આગ્રહ કરે છે! જે ખરા વિત્તવાળા છે તે તો લખ્યાં જ જાય છે. લોકો કાળાંતરે પણ તેમની ગણના કર્યા વિના રહેતા નથી, કેમકે આ વિશાળ ભૂમિમાં કાળાંતરે પણ કોઇ એક રસિક અથવા સુજ્ઞ ન નીકળી આવે એમ તો બને જ નહિ. અમારા હાથમાં જે ખંડકાવ્ય છે તેમાં સો શિખરિણી છંદની અંદર જૂદા જૂદા વિષયનું મેલન કરી પ્રેમનો, જ્ઞાનનો, કાવ્યનો કે વિશ્વવર્ણનનો વિષય સમાવેલો છે. આખું કાવ્ય જોઈ જતાં કર્ત્તાના મનમાં પ્રેમનો સંસ્કાર શુદ્ધરૂપે અને દઢ પડેલો જણાય છે. તેમજ શ્રી શંકરાચાર્યના વેદાંતનો પણ ભાસ ધીમે ધીમે પ્રવેશ કરી પ્રેમને બ્રહ્મભાવમાં પરિણામ પમાડતો નજરે પડે છે. ભવભૂતિના ઉત્તરરામમાંના ઉંચા પ્રેમ સાથે શંકરાચાર્યની આનંદલહરીના મહામાયારૂપના રસિક પ્રમોદનો સંસ્કાર ઝાંખો ઝાંખો પણ ઠીક મિશ્ર થએલો જણાય છે. આ બે વિષયને મેળવીને સમાનતાએ લખવાની પ્રસિદ્ધ રૂઢિ ફારસી તથા તે ઉપરથી ઉર્દુમાં ઘણી છે, ને તેના જ મુખ્ય સંસ્કાર એઠા હોય નહિ તેમ અમને વારંવાર લાગ્યાં કરે છે. ફારસી કાવ્ય વિગેરેમાં જેમ પ્રેમાંશ કાંઇક તરતો અને જ્ઞાનાંશ કાંઈક ઢંકાતો ચાલ્યો આવે છે તેમ આ કાવ્યમાં પણ જણાયા વિના રહેતું નથી. વાસ્તવિક રીતે જોતાં આ કાવ્ય આ બે વાત ઉપર જ લાગુ થઈ શકે છે. પ્રેમ કે જ્ઞાન-કવિએ વિશ્વલીલા વર્ણનનો તથા કવિતા અને કવિ વિષયના અર્થનો જે આરોપ ૯૫ માં છંદમાં કર્યો લાગે છે તે ઠીક છે પણ કવિ–કવિતા એ પતિ–પત્નીમાં એટલે પ્રેમમાં અને વિશ્વલીલા એ પ્રેમજ્ઞાન–એ ઉભયમાં સમાઇ જાય છે; કેમકે પ્રેમનું તેમજ જ્ઞાનનું પણ આલંબન વિશ્વ જ છે, અને કવિતા કે પતિ–પત્ની કે ગમે તેમાં પણ રૂપ પ્રેમનું જ છે. આ વિષયો એટલા ગહન છે કે તેનો બોધ સર્વાંશે પૂર્ણરૂપે થવો એ વિરલ છે. તથાપિ યોગ્ય અધિકારીઓ અમારા કહેવા પ્રમાણે આ કાવ્યનો વિષય સમજશે તો કોઈ કોઇ ઠામે ભાસતા દોષ વાસ્તવિક ઠરશે નહિ.

આપણી ભાષામાં આજ સુધી ઘણાંખરાં કાવ્યો ફક્ત અલંકારથી કે બીજી કોઈ પરચુરણ ચતુરાઇથી દીપાવેલાં જોવામાં આવે છે. કાવ્ય માત્રના જીવરૂપ રસમાત્રનો જ આશ્રય લઈ કાવ્ય રચવાનો કાંઇક પ્રયત્ન કવિ નર્મદાશંકરમાં જણાયો છે; તથા અમને પણ એવાં જ કાવ્ય પૂરાં ઉદ્‌ભેદક જણાયાથી અમે તે માર્ગ પ્રસિદ્ધ રીતે સૂચવ્યો છે, ને એટલું વિશેષ પ્રતિપાદન કરવા મહેનત કરી છે કે જો આ રસમાત્રને પરરસના રૂપાંતર તરીકે બતાવાય તો પ્રયત્નમાં વધારે શોભા અને સફલતા છે. આ ખંડકાવ્ય આવા પ્રયત્નવાળું

હોવાથી અમને બહુ પ્રિયકર છે. ભાષા તથા રચના પણ એકંદરે સરસ પ્રૌઢ અને સંસ્કારવાળાં જણાય છે. આ સર્વ ઉપરથી લખનારે પોતાનું કવિત્વ સિદ્ધ કરી આપ્યું છે એમાં સંશય નથી.

મે, ૧૮૮૬."

## (૮) સૌન્દર્યલહરી.

કલાંતકવિ એટલે થાકેલા કવિએ પ્રેમ–જ્ઞાનનું સંમિશ્રણ કરી જે ખંડકાવ્ય રચ્યું તેમાં જે ભાવો ગુંથાયા હતા તેનાં બીજકો તેમને શંકરાચાર્યની સૌન્દર્યલહરી તથા આનંદલહરીમાં મળ્યાં જણાય છે. સંસ્કૃત ભાષામાં મંત્રશાસ્ત્રની રીતિએ ભગવતીની એટલે ચિત્છક્તિની ઉપાસનાના કેટલાક રહસ્યગ્રંથો છે, તેમાં સૌન્દર્યલહરી એક અપૂર્વ ચમત્કારિક કાવ્યગ્રંથ છે. તે પણ શિખરિણીવૃત્તમાં ૧૦૦ શ્લોકમાં છે. તેના કર્તૃત્વ સંબંધમાં વિવાદ છે. કેટલાકનું માનવું એવું છે કે તે કોઇ દ્રાવિડ કવિની કૃતિ છે; કેટલાક કહે છે કે તે પ્રવરસેન નામના રાજકવિની કૃતિ છે; કેટલાક શૈવસંત સંબંધર સ્વામીની કૃતિ માને છે; અને કેટલાક આદ્યશંકરાચાર્યની તે કૃતિ માને છે. તે શતશ્લોકી ઉપર લગભગ ૩૩ ટીકાઓ નાની મોટી થયેલી છે. તેમાં બહુમત તે કાવ્ય શંકરાચાર્યનું છે એવું જણાવે છે. તે સ્તુતિમાં ગૌડપાદાચાર્યના "સુભગોદય" નામના ગ્રંથની છાયા છે, અને ગૌડપાદાચાર્યે શાક્તિસૂત્રો રચ્યાં હતાં, અને તે અદ્વૈતબ્રહ્મવિદ્યાનાં ઉપાસનાની રીતિએ સ્થાપક છે તેથી તથા ગૌડપાદાચાર્ય શંકરાચાર્યના પરમગુરુ થાય અને તેમની પાસે તેમણે અધ્યાત્મવિદ્યાનો લગભગ બાર વર્ષ હિમાલયમાં રહી અભ્યાસ કરેલો હોવાથી સૌન્દર્યલહરી શંકરાચાર્યનો ગ્રંથ માનવાને બળવાન કારણો છે. શાંકરવેદાંતમાં બ્રહ્મતત્ત્વ માયાદ્વારથી જગતનું કારણ થાય છે, પણ તે માયા અનૃત–જડ–દુઃખરૂપે એટલે અનાત્મરૂપે માનવાની સામાન્ય પ્રથા છે, પરંતુ બીજો પક્ષ તે વેદાંતમાં એવો પણ છે કે માયાશક્તિ ઉપરાંત બ્રહ્મની સ્વયંભૂ ચિત્છક્તિ અથવા સંવિત્ શક્તિ છે, અને તે બ્રહ્મની સ્વાભાવિકી ચિન્મયી શક્તિ છે. **આ શક્તિયુક્ત તત્ત્વજ જગતનું કારણ થાય છે.** તેવા શક્તિયુક્ત બ્રહ્મતત્ત્વને ઉપાસના શાસ્ત્રમાં શિવ અથવા **પ્રકાશતત્ત્વ** કહે છે, અને સ્ફુરત્તા પામતા તેના બલને **શક્તિતત્ત્વ** કહે છે. આ બે તત્ત્વો પૃથક્ સત્તાવાળાં નથી, પરંતુ ધર્મ–ધર્મીરૂપ, છૂટાં ન પડી શકે તેવાં, ઢાલની બે બાજુ જેવાં, અદ્વૈતયોગવાળાં છે. તેમાં ગુણપ્રધાનભાવ થવાથી સૃષ્ટિનો ક્રમ અને લયનો ક્રમ અનાદિ અનંત ચાલે છે. જ્યારે ચૈતન્યનો પ્રકાશ અંતર્મુખ થાય ત્યારે સંહારક્રમ, જ્યારે ચૈતન્યનો પ્રકાશ બહિર્મુખ થાય ત્યારે સૃષ્ટિક્રમ. સંહારક્રમમાં શિવતત્ત્વનું પ્રાધાન્ય, અને શક્તિ ગૌણ એટલે દબાયેલી ગણવામાં આવે છે અને સૃષ્ટિક્રમમાં શક્તિનું પ્રાધાન્ય અને શિવનું ગૌણપણું સ્વીકારવામાં આવે છે. સંહાર ક્રમમાંથી સૃષ્ટિક્રમ શી રીતે જાગે છે, અને સૃષ્ટિક્રમમાંથી ચૈતન્ય પુનઃ શી રીતે સંહાર ક્રમમાં જાય છે; એનું રહસ્ય શિવશક્તિની લીલારૂપે સમજાવવામાં આવે છે, અને સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વ જેને શાંત ભાવે વેદાંતીઓ જાણે છે, તેને આ શિવ–શાક્તના અદ્વૈતવાદીઓ સ્પંદભાવે ઉપાસે છે. સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વનું શ્રવણાદિ સાધનો વડે યથાર્થ જ્ઞાન મેળવવું એ સામાન્ય વેદાંતની પ્રક્રિયા છે; તે બ્રહ્મતત્ત્વનો

સ્પંદભાવે પોતાના પિંડમાં અધ્યાત્મ ઉપાસના વડે જીવદ્દશામાં અનુભવ કરવો એ શિવાદ્વૈતીઓની પ્રક્રિયા છે. પિંડમાં સંસારી ભાવમાં ગુંચાયેલા જીવચેતનનો અસંસારીભાવ એટલે શિવચેતનપણું સિદ્ધ કરવામાં આ અદ્વૈતીઓ વૈરાગ્યને પ્રાધાન્ય આપતા નથી, પરંતુ પ્રેમને અથવા ભક્તિને પ્રાધાન્ય આપે છે, અને પિંડમાં ગુંચાયેલી શક્તિ જેને તેઓ "કુંડલિની" કહે છે તે શી રીતે છૂટી સરલ થઈ શિવના કેન્દ્રમાં એટલે બિંદુમાં શમે તેનું ભાન કરાવનાર મંત્રયોગની પ્રક્રિયા રચે છે. આ ગુપ્ત મંત્ર પંચદશ અક્ષરનો હોવાથી પંચદશાક્ષરી કહેવાય છે, અને તેમાં સોળની અમૃતકલાનો યોગ કરવાથી તે ષોડશી મંત્ર બને છે. આ મંત્રની દેવતાનું નામ શ્રીવિદ્યા છે. તે મંત્ર કેવી રીતે ઘડાયેલો છે, તેમાં શું રહસ્ય છે, તે મંત્રની દેવતા ચિત્શક્તિ અમૂર્તરૂપમાં કેવી અનુભવાય છે, અને મૂર્તરૂપમાં વિગ્રહ એટલે દેહધારિણી કેવી રીતે થઇ શકે છે, અને તેનું ધ્યાન શી રીતે કરવું, પિંડમાં ક્યાં સ્થાનોમાં કેવા ભાવે આ ભગવતીને ચિંતવવાથી ભોગ અને મોક્ષ શી રીતે સિદ્ધ થાય છે વિગેરે પ્રક્રિયા આ સૌન્દર્યલહરીના સો શ્લોકમાં મૂલ કવિએ ગુંથી છે. આ ગ્રંથ ખરી રીતે સ્તુતિ એટલે ભગવતીના સ્વરૂપ–ગુણ–અને કર્મનું ચિંતન કરાવનાર છે, પરંતુ તેમાં કાવ્ય રીતિનો આશ્રય લીધેલો હોવાથી તેની ગણના ખંડકાવ્ય તરીકે પણ થાય છે, કદાચ ભગવતીની ઉપાસનાનું રહસ્ય ન સમજાય તોપણ તે ભગવતીનું સૌન્દર્યથી ભરેલું બિંબ નખથી શિખ પર્યંત કેવું ઉપાસકોના અનુભવમાં આવે છે તેની સમજણ સહૃદય વાચકને થયા વિના રહેતી નથી. આ કારણથી આ મંત્રસાર સ્તુતિએ ઘણા ઉપાસકોને આકર્ષ્યા છે, અને તેનું તાત્પર્ય સમજાવવા લગભગ તેત્રીસ પંડિતોએ પ્રયત્ન કર્યા છે. તે સર્વ પ્રયત્નોમાં મંત્રશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્રનો સમન્વય કરનારો પ્રયત્ન પ્રતાપરુદ્રદેવ (ઇ. સ. ૧૨૬૮–૧૩૧૯) રાજાના આશ્રયવાળા લક્ષ્મીધર પંડિતે કર્યો છે, અને તેને આ સ્તુતિમાં સમાયેલી શ્રીવિદ્યાનું સ્વરૂપ સારી રીતે સમજાયેલું હોવાથી તેનું બીજું પ્રસિદ્ધ નામ વિદ્યાનાથ છે. કવિને નિર્માણ કરનારી કલ્પનાશક્તિની જેવી જરૂર છે તેવી ઉપાસકને પણ પોતાની ઇષ્ટદેવતાની મૂર્તિ મંત્રદ્વારથી પ્રકટ કરવામાં, અને તેનું ધ્યાન કરવામાં સર્જક કલ્પના શક્તિની જરૂર પડે છે. મંત્ર વડે મૂર્તિ ઉભી કરવી અને તેનું સાક્ષાત્કાર થવા પર્યંત ધ્યાન કરવું, અને તેના પરિણામમાં સાધકના દેહ–પ્રાણ–મન–બુદ્ધિ–અહંકાર અને જીવાણુ દેવતાના સમાન આકારવાળા થઇ જવા પર્યંત–અખંડ માનસપ્રયોગ કરવો તેનું નામ **સામરસ્ય** કહેવામાં આવે છે.

આ મંત્રસાર સ્તુતિ કાવ્યલક્ષણવાળી હોવાથી કવિજનોએ પણ આદરભાવથી સેવી જણાય છે. તેનું સમશ્લોકી ગુજરાતીમાં ભાષાંતર કવિ બાલે કર્યું છે. મૂલ સંસ્કૃતની છાયા તેમાં તેઓ સારી રીતે ઉતારી શક્યા છે, અને વાચકને પ્રથમ દર્શને નહિ જણાય કે તે ભાષાંતર છે. કવિ બાલે પોતાની આ કૃતિના આરંભમાં તા. ૧૮–૨–૧૮૮૬ ના રોજ લખ્યું હતું કેઃ—

"કવિવર શિરોમણિ શંકરે ન્યાય વેદાંતયોગ વિગેરેનું ઉત્તરોત્તર ગ્રંથમાં સૂત્રરૂપ દિગ્દર્શન કર્યું છે તે સર્વ મત સાથે ગ્રીક લોકો વિગેરેના પુરાતન વિચાર સરખાવી પ્રસિદ્ધ કરવાનો મારો પૂરેપૂરો વિચાર છે....આ ગ્રંથનું રહસ્ય સમજવાને ઊંડી તર્કબુદ્ધિ, જ્ઞાન, યોગ, ન્યાય, સાહિત્ય ઇત્યાદિના બુણેખાચરેથી માહિત પુરુષજ અધિકારી છે, અને પરમેશ્વર

આશાનો તંત્ર જારી રાખે તો મારા પૂજ્ય અને આવા કાવ્યાદિ વિષયમાં કુશલ અને ફારસી તથા આરબ્બી ભાષામાં પ્રવીણ પિતાને હાથે સારી ટીકા સંશોધન કરાવી પ્રસિદ્ધ કરવાનો ઇરાદો છે, પરંતુ હાલ વિદ્વાનોમાં ચર્ચાવવાને વાસ્તે અને ટીકાકારોની પરીક્ષાને માટે આ મૂલ આવૃત્તિ કાઢી છે. ટીકાકારોએ વિષયના પૂર્ણ જ્ઞાન વિના ટેબલ ન શોધવું એ જ અતિ ઉત્તમ છે. મેં આ ગ્રંથ અને મારો રચેલો કલાંતકવિ પુરા વિદ્વાનની જ પરીક્ષાને માટે મૂલ પ્રસિદ્ધ કર્યો છે તેમાં સકારણ કોઇ વિદ્વાન આ ગ્રંથના દોષ ખાનગી કે જાહેર રીતે જણાવશે અને નિષ્પક્ષપાતે ન્યાય વિચારતાં મને યોગ્ય માલમ પડશે તો બીજી આવૃત્તિમાં જરૂર ફેરવીશ. પરંતુ આધુનિક ટીકાકારો, જેમને એક પણ વિષયની પૂર્ણતા નથી મળી, જેઓ કાવ્યરસમાં ડુબેલા નથી, "નહિ ઘરકે ન ઘાટકે" આવા ટીકાકારોએ હુકમી શેરાથી પરીક્ષક વર્ગમાં ન જ ખપવું એ સારૂં છે. તેનો મને તો પ્રત્યક્ષ અનુભવ છે; જેમકે મારા કલાંત કવિ વખતે એક બે કાવ્યમૂર્ખ અધિપતિઓએ કર્યું હતું જેમને વાસ્તે હું છાતી ઠોકીને કહી શકું છું કે જેમાંનો એકે અક્ષર પણ સમજ્યા નથી, તેવાઓ કાવ્યના પવિત્ર વિષયને નખોરીયું કરે એ કેવું હાંસીજનક છે. આમ કરવાથી નાહક વિવાદ લાવવામાં નિરર્થક કાળક્ષેપ થાય છે, અને વિવાદ ન લાવવામાં ગ્રંથકારને નુકશાન છે. સબળ વિદ્વાનને મારી વિનતિ છે કે સકારણ વિસ્તારવાર દોષ બતાવ્યેથી તેમની આજ્ઞાને વશ વર્તીશ."

આ ઉતારો અત્ર એવા હેતુથી આપવામાં આવ્યો છે કે આજથી ચાળીસ વર્ષ ઉપર વિવેચન સાહિત્ય કેટલું નિર્માલ્ય હતું, અને કેળવણી ખાતાના ઉપરીઓ તે જ વિદ્વાન, અને તે જે અભિપ્રાય આપે, તે જ ગ્રંથના ગુણદોષની પ્રજામાં છાપ આપે એવું પ્રજામાં પ્રસરેલું મંતવ્ય હતું. બાલાશંકર મનસ્વી કવિ હતા, અને તેમને પોતાની કૃતિનું ગૌરવ સમજાયા છતાં વિદ્વાનોની કસોટીએ ચઢવાનો તેમનો શુભ ભાવ ઉપરના લખાણમાં ઝળકે છે. દુર્ભાગ્યે આશાનો તંતુ બાલાશંકરનો ત્રૂટી ગયો છે, અને આ ઉત્તમ કાવ્યગ્રંથ લાયબ્રેરીઓમાં ગુપ્ત પડી રહ્યો છે. તેનું સંશોધન કરી ટિપ્પણી સાથે બહાર પાડવાની ગુજરાતી સાહિત્યની ઉદ્ધારક અને સંરક્ષક સંસ્થાઓને મારી વિનતિ છે. પદલાલિત્ય અને ભક્તિભાવનો પ્રવાહ બાલાશંકરના આ ભાષાંતરમાં કેવો વહે છે તે જણાવવા નીચેના શ્લોકો બસ થશેઃ—

"દરિદ્રીને આશા સમી સુભગ લક્ષ્મી અરપતા,
વળી કાંતિ રૂપી નવલ મકરંદ પ્રકટતા;
તહારા મંદાર પ્રસુન ચરણે જીવ મુજનો,
ષડેન્દ્રિ ચરણેથી ભ્રમરરૂપ નિત્યે વિહરજો.

* * *

દિસે વાંકી કેશે, પણ પ્રકૃતિથી તું સરલ છે,
કઠોરા કૂચે છે, શિરીશફુલ શી કોમળ ચિતે;
અતિ તીક્ષ્ણા મધ્યે, અતિ વિપુલ નીતંબ વિષયે,
દયા શંભૂની તું, યદપિ દિસતી કાંતિ અરુણે !

ગિરાના વીલાસી, કવિજન મહીં કોણ ન થયા,
ક્યા લક્ષ્મીવંતા, નહિ પરમ પદ્માપતિ થયા;
પરંતુ તારા તો, સતિ ! કુચ વિષે શિવ વિણ તો,
લગારે કે કાંઇ કુરુબક વડે સ્પર્શ ન થતો.

પહેલા ઉદાહરણમાં ભગવતીના ચરણકમલમાં કવિનો જીવભ્રમર શી રીતે મુગ્ધ થાય છે તેનું વર્ણન છે; બીજામાં ભગવતીના સુંદર દેહમાં વિરોધી ભાવો એક સમયે શી રીતે વાસ કરી રહ્યા છે તેનું વિરોધાભાસ અલંકારથી વર્ણન છે, અને ત્રીજામાં સતીત્વની પરાકાષ્ઠા જેવી ભગવતીમાં છે તેવી બ્રહ્માણીમાં નથી, અને લક્ષ્મીમાં પણ નથી, કારણ વાગ્દેવી ઘણા કવિજનોના સંગમાં આવે છે, અને લક્ષ્મી ઘણા ક્ષુદ્ર મનુષ્યોને ત્યાં વાસ કરે છે, પરંતુ ચિચ્છક્તિ અથવા શિવપત્નીનો આશ્લેષ કુરુબક વૃક્ષ પણ લઇ શકતું નથી. ( કવિજનોમાં એવી મનોરમ કલ્પના છે કે કુરુબક વૃક્ષ ફુલવાળું ન થાય તો સુંદર સ્ત્રીના આલિંગન વડે ફુલવાળું થાય છે તે ઉપરથી આ ભાવ લીધો છે), માત્ર શિવનો જ સ્પર્શ થઇ શકે છે એવો પાતિવ્રત્યનો સર્વોત્તમ આદર્શ ઉભો કર્યો છે.

આ પદ્યાત્મક ભાષાંતર ભગવતીની ભક્તિવાળું છતાં વિજ્ઞાનવિલાસમાં ( પુસ્તક ૧૭ સને ૧૮૮૬ ના અંક ૭ માં પૃષ્ટ ૧૬૫ ) પુસ્તકોની પ્હોંચમાં તેની નોંધ લેતાં લખવામાં આવ્યું હતું કેઃ—

"ભાઈ બાળાશંકર બહુ વિદ્વાન છે, ને તે વિદ્વત્તા એમના આખા ભાષાંતરની સંસ્કૃત ગુજરાતી ભાષામાં દર્શાઇ આવે છે. એટલું છતાં પણ અમારો તો દૃઢ અભિપ્રાય છે કે આવા સૌન્દર્યલહરી જેવા ગ્રંથ જેમાં ગમે તે વસ્તુને પણ સ્ત્રીની ઉપમા આપી માણસનું મન વિહ્વલ કરે એવા તેના અવયવોનું સમલંકૃત વર્ણન કરવું એ જુવાન લખનારાને અને જુવાન વાંચનારાને છાજતું નથી એ અભિપ્રાય આ સૌન્દર્યલહરી વાંચ વાથી અમારો કિંચિંત પણ નહિ ફરતાં ઉલટો દૃઢ થયો છે, અને તેથી અમારા જુવાન વાંચનારાને એવા ગ્રંથ વાંચવાની અમે ભલામણ કરી શકતા નથી."

ક્યાં જગજ્જનની તરીકે ભગવતીના સૌન્દર્યની ઉપાસના કરવારૂપ કાવ્યની વસ્તુ, અને ક્યાં હલકી રતિનો તે ઉપર અધ્યારોપ!! તે કાળનું વિવેચન કેટલું ઉપલકીયું હતું, અને તેથી ઉત્તમ લેખકોને કેવો અન્યાય થયો હતો તેની તુલના હાલના વાચકોને થવી મુશ્કેલ છે.

પરંતુ કવિ બાલને આવા સૌન્દર્યમયી ભગવતીની મૂર્તિની વિદ્યાના સ્પર્શ વિનાના ટીકાકારથી અસંતોષ થાય તેના કરતાં અધિક સંતોષ આપનારી વિદ્વદ્વર મણિભાઇની કદર હતી. માર્ચ ૧૮૮૭ માં મણિભાઇ આ ગ્રંથનું અવલોકન કરતાં લખે છે કેઃ—

"પ્રસિદ્ધ શંકરાચાર્યના આ લઘુ ગ્રંથનું આ ભાષાંતર છે. ભાષાંતર કરનારને શંકર સિદ્ધાંત ઠીક સમજાયો જણાય છે તેથી તેનું ભાષાંતર ઘણી ઉત્તમ પંક્તિનું બન્યું છે. અમારી સમજ પ્રમાણે અમને એમ લાગે છે કે આ ગ્રંથમાં મૂલ લખનારે માયા અને

બ્રહ્મનું એકત્વ પ્રતિપાદન કરવાના હેતુથી માયામય સૃષ્ટિ વર્ણવી છે ને તે શ્લોક ૧૦૨ માં તેનો કંઇક ભાસ થાય છે ખરો. અધિકારી ન હોય તેને કોઇપણ શાસ્ત્ર ગમે તે માર્ગે સમજાઇ જાય છે, ને તેમાં પણ બીજે રસ્તે લઈ શકાય તેવાને પણ ખરે રસ્તે ખેંચવું એ ઉત્તમ અધિકારી વિના બનતું જ નથી. આમ હોવાથીજ આ ગ્રંથને કોઇએ કારણ આપ્યા વિના વામમાર્ગનો માની તે શંકરની કૃતિજ નથી એમ લખ્યું છે. તે અમને અપ્રમાણ નથી લાગતું. ભાષાંતરકર્તાએ ટીકાકારોને ન અડકવાનું કહી જે કવિતા મૂકી છે તેને પણ અમે તો અડકીશું કેમકે કે તે **કાવ્ય રસિક, ભાવવાળું અને માર્મિક છે."**

આ નાના અવલોકનમાં મૂલ ગ્રંથકારને અને ભાષાંતર કરનારને કેવો શુદ્ધ ન્યાય મળ્યો છે તે હાલ આપણને સમજાય છે. "વાણીઆ સાથે વૈર માટે ગોળ કડવો–" એ કહેવત પ્રમાણે કવિ બાલના ઐહિક જીવનના કેટલાક દોષોને લઇ તેના નિર્દોષ કાવ્યને પણ વામમાર્ગનું માનનાર અને મનાવનારા સાહસિક ટીકાકારો તે કાળમાં હતા.

## (૯) હરિપ્રેમ પંચદશી.

વેદાંતનો તંત્રાગમને અનુસરતો તથા શક્તિવાદને આશ્રયે વહેતો અદ્વૈત પ્રેમમાર્ગ અને સુફીઝમનો શૃંગારભાવ–એ બેના સંમિશ્રણથી કવિ બાલનું ચિત્ત રંગાઇ પરિપકવ થયું હતું. પ્રેમ મનુષ્યના આત્માનો સ્વભાવધર્મ છે, અને પરમાત્મા અને જીવાત્મા વચ્ચેનો સંબંધ આ પ્રેમની સાંકળથી જોડાયેલો છે. પ્રેમના પાત્રના અથવા આલંબનના માહાત્મ્યનું ભાન જાગતાં પ્રેમ પશુમોહમાંથી પલટાઈ ભક્તિનું રૂપ પકડે છે. આ પ્રેમ સંબંધ પ્રેમ કરનાર અને પ્રેમપાત્ર વચ્ચે નાના–મોટાના ભાવથી બંધાય છે તો દાસભક્તિનું રૂપ પકડે છે; પ્રેમ કરનાર અને પ્રેમપાત્ર વચ્ચે સમાનતા હોય છે તો તે સખાભક્તિનું રૂપ પકડે છે; પ્રેમ કરનાર મોટો અને પ્રેમ પાત્ર નાનો એવા ભાવમાં પોષાય છે તો તે વાત્સલ્ય ભક્તિનું રૂપ પકડે છે; અને પ્રેમ કરનાર અને પ્રેમપાત્ર ભિન્ન જાતિનાં એટલે સ્ત્રી પુરૂષ વર્ગનાં હોઇ સમાનપણાથી આકર્ષાઈ નાના મોટા ભાવને ભૂલી જઇ તન્મય બને અને સામરસ્ય ભોગવે ત્યારે માધુર્યભક્તિનું રૂપ પકડે છે. મધુર પ્રેમભાવમાં બે રૂપો હોય છે (૧) વિવાહિત દંપતી વચ્ચેનું, (૨) લૌકિક લગ્ન સંબંધમાં સંકળાયેલાં નહિ તેવા જોડા વચ્ચેનું. પ્રથમને દાંપત્ય પ્રેમ (Conjugal Love) કહે છે, બીજાને ઉન્મત્ત પ્રેમ (Romantic Love) કહે છે. આ પ્રેમની બંને દિશા બેધારી તરવાર જેવી છે; તેના ઉપર ચાલી શકે તે પાર ઉતરી જાય છે. તેમાં ભૌતિકભોગ વાસના પેસી જાય તો લૌકિક પશુવાસનાની ખીણમાં પડી જવાય છે. આ કારણથી માધુર્યભક્તિના અધિકારી ઘણા વિરલ હોય છે. દાસભક્તિનું સર્વોત્તમ ઉદાહરણ હનુમાનની રામ પ્રતિની ભક્તિનું છે; સખાભક્તિનુ ઉત્તમ દષ્ટાંત કૃષ્ણ–સુદામાનું છે અથવા અર્જુન–કૃષ્ણનું છે; વાત્સલ્યનું ઉત્તમ ઉદાહરણ કૃષ્ણ–યશોદાનું છે; દાંપત્ય–મધુરરસનું ઉદાહારણ રામ–સીતાનું છે; અને ઉન્મત્ત મધુરરસનું ઉદાહરણ કૃષ્ણ–રાધાનું, અને આપણા જમાનામાં કૃષ્ણ અને મીરાંબાઇનું ગણાય તેમ છે. પ્રેમા અને પ્રેમપાત્રમાં કોઈપણ પ્રકારના બદલાની અપેક્ષા વિના જો પ્રેમની સાંકળ બંધાય છે તો તે પરમપવિત્ર કરનાર હોય છે અને આવા ભકતો દુનીઆની દૃષ્ટિથી ઉન્મત્ત જણાય તોપણ તે અસાર સંસારમાં પરમેશ્વરનો સાર એટલે શુદ્ધ આનંદરૂપ સમજાવી શકે છે.

તંત્રાગમના અદ્વૈતવાદમાં શિવ–શક્તિના યોગ વાળો માધુર્યભક્તિનો યોગ સ્વીકારવામાં આવ્યો છે, અને તેમાં પણ શક્તિના વૈભવને આગળ તરતો રાખવામાં આવે છે. શિવ શક્તિને ઝંખે છે, પતિ પત્નીને શોધે છે. વિરહથી આતુર પ્રેમી પ્રેમપાત્રને મળવા–વશ કરવા મથે છે અને એ મથનમાં લોકલજ્જાને તિલાંજલિ આપવામાં આવે છે. ઐકાંતિક ભક્તિમાં જનજલ્પનો ભય હોતો નથી એવું નારદ મુનિ પ્રબોધે છે. એક બાજુએ નારદના ભક્તિસૂત્રના રસમાં ડુબેલા; બીજી બાજુએ શાંકર અદ્વૈતના જ્ઞાનમાં મુગ્ધ થયેલા, ત્રીજી બાજુએ માયાવાદથી ચઢીઆતા શક્તિવાદનો આશ્રય લઇ પોતાની ઇષ્ટ શકિતને રમણીયતાની અધિષ્ઠાત્રી દેવી તરીકે સમજાવનાર સૌન્દર્યલહરીની લહેરોમાં ઝોલાં ખાતા; અને ચોથી બાજુએ મુસ્લિમ ધર્મના સુફીવાદની મસ્ત ફકીરીમાં ઘુમનાર–આ કવિના ચિત્તમાં ભકિત–જ્ઞાન–શૃંગાર અને ઉન્માદ–આ ચાર ભાવો ઉભરાવાના પરિણામમાં “હરિપ્રેમ-પંચદશી” નું પ્રકટીકરણ છે. પ્રેમપાત્ર પરમેશ્વર (હરિ) છે, પરંતુ તે આશક–માશુકના રૂપમાં કવિ સાથે ગોઠવાઇ ગયા છે. ભકિત–જ્ઞાન અને વૈરાગ્યના ત્રણ રંગથી જે મોહક ઇન્દ્ર ધનુષ ઉપજે છે તેને પકડવાનો જેમ બાળકને મોહ થાય અને તે આઘું અને આઘું જતું જાય તેમ વિરહી કવિ અનેક ઉન્માદોને આ પંચદશીમાં પ્રકટ કરે છે, અને તેમાં પ્રસંગે ભકિતની, પ્રસંગે જ્ઞાનની, અને પ્રસંગે શ્રૃંગારની ઉન્મત્ત કળાને દર્શાવે છે. આ ખંડકાવ્ય પૂર્ણ થયું નથી, પરંતુ તે પ્રત્યેક અંગ પંદર પદોનું સ્વયંપૂર્ણ છે, અને પ્રત્યેક એક એક ભાવનું વાહક કાવ્ય છે. એકવીસ આવાં કાવ્યો પ્રસિદ્ધ થયાં છે, અને બીજાં અરાઢ કાવ્યની આરંભની કડીઓ લખી રાખેલી પ્રાપ્ત થઇ છે. એકવીસ અંગોની નામાવલિ આ પ્રમાણે રાખવામાં આવી છે.

(ભાવનીયમૂર્તિ) ૧, દર્શનેચ્છા ૨, કટાક્ષ ૩, મૂર્ખની મૂર્ખાઇ ૪, મોહનમંત્ર ૫, સલુણીમંત્ર ૬, સલામતી ૭, ભણુસરા ૮, મનવેહી ૯, અલૌકિકબહાર ૧૦, સૌન્દર્ય ૧૧, આશા ૧૨, પ્રિયદર્શન ૧૩, દરકાર ૧૪, નાદાન બુલબુલ ૧૫, ખબર લે ૧૬, (ઉન્માદ) ૧૭, દર્દીનું દીલ ૧૮, કાકવાણી ૧૯, જીગરનો ઝ્હાર ૨૦, (ધીરજ) ૨૧.

આ એકવીસ કાવ્યોનો ઉઠાવ ક્રમપૂર્વક જણાય છે, અને તેરમા કાવ્યમાં પ્રિયતમાનો પ્રત્યક્ષ યોગ થયો જણાવ્યો છે. ત્યાર પછી વિપ્રલંભ શ્રૃંગારના તરંગોએ કાવ્યો ચઢતાં જાય છે.

પ્રત્યેક કાવ્યમાં ભકિત–જ્ઞાન–શ્રૃંગારના રંગો છે, અને પછી વિરહોન્માદમાં કવિ પઠી જાય છે. ઉદાહરણ તરીકે અગીઆરમું કાવ્ય “સૌન્દર્ય” ને મૂર્તરૂપ બનાવી તે પોતાની પ્રિયતમા છે, અને પોતે પ્રિયતમ છે એવા ભાવમાં આરંભ પામે છે, અને દેવો ભૂત્વા દેવં યજેત્ એ ન્યાયે પોતે દેવ છે અને પ્રિયતમા દેવી છે એવા રૂપમાં તેનો ઉઠાવ છેઃ—

હું છું શંકર તું સતી શિરમણિ, સૌન્દર્ય ધારાવતી,  
તું છે પ્રેમળ મારી નિશ્ચલ સખી, પ્રેમે સમાધિ સ્થિતિ;  
તારે છે મુખચંદ્રમા મુજ શિરે, ચંદ્રાર્ક સારસ્વતી,  
હાં હાં જોડ સમોવડી મળી પ્રિયે, વિદ્યાપતિ શ્રીમતી.

પોતે "બાલ" શંકર છે, અને પ્રિયતમા સતિ શિરોમણી છે એવી શ્લેષધારામાં પોતામાં અને પોતાની પત્નીમાં શિવ–શક્તિનો અભેદારોપ કરી પોતે ધન્ય જોડું છે, એવા ભાવમાં કાવ્યનું ઉત્થાન કરી પોતાના શુદ્ધ પ્રેમની એટલે ભક્તિની ખાત્રી કરાવવા ચોથા શ્લોકમાં પ્રતિજ્ઞાવાક્ય બોલે છે, ત્યાર પછી આ વિશ્વ લય પામશે તોપણ પોતાનો પ્રેમ મૂલ પ્રકૃતિ શક્તિમાં ગુંજારવ કરતો નાદબ્રહ્મરૂપે શેષ રહેશે એવા ભાવમાં પાંચમા અને છઠ્ઠા શ્લોકમાં જ્ઞાનની ઉર્મિ ચઢે છે, અને ત્યાર પછીના શ્લોકોના વિરહના ઉન્માદના તરંગ ઉછળે છે, અને છેવટે પોતાની પ્રિયતમા એ ઇશ્વરીનો અંશ છે માટે અંશીદેવતા તેનું રક્ષણ કરશે એવી આશીશમાં કાવ્ય અંત પામે છે. આ કાવ્ય સ્વયંપૂર્ણ ઉર્મિકાવ્ય છે, અને તેની ભરતીનાં પંદર મોજાં પ્રિયતમાના અંગના કાંઠે જઈ અથડાય છે. ભક્તિ જ્ઞાન શ્રૃંગારને વહન કરનાર શબ્દો તે તે ભાવોને જાણે મૂર્તરૂપ આપતા હોય એવા લાલિત્યવાળા છેઃ—

પોતાની રતિની ખાત્રી, પ્રલયકાળમાં પણ પોતાની રતિની સ્થિરતા, તેની મૂલ પ્રકૃતિમાં નાદબ્રહ્મરૂપે લીનાવસ્થા, અને સૃષ્ટિકાળે પુનઃ પ્રિયતમાનું નવા મોહકબિંદુરૂપે ઉત્થાન નીચેના શ્લોકોમાં વાચકને સમજાયા વિના નહિ રહેઃ—

ધારા ઉપર હું પદેપદ સખી, તારા વિચારે રહું,
આધારે તુજ મૂર્તિના નયનથી, સંસાર માંહી ફરૂં;
ભાનુ રોહિણી નાથ તારી નજરે, બોલાવું જો સાક્ષીએ,
સાક્ષી અંતર શુદ્ધની ખરી પુરે, सत्यं ब्रवीमि प्रिये.

ભાનુ દ્વાદશ ચંદ્ર કોઇ દિવસે જો પાંશુમાં રોળશે,
વારિમાંહી વસુંધરા કવચિદપિ સ્નેહેથી અંગોળશે;
નાના સજ્જન પ્રેમનાવ તરણિ કિંચિત્ કવચિત્ ગર્કશે.
મારી ટેક શુચિ ધ્વજા પ્રલયના પાથોધિમાં ફર્કશે,

સૃષ્ટિના શ્રમથી વિનિદ્રિત પરબ્રહ્મ પ્રશાંતિ ગ્રહે.
સંસારી જીવમાત્ર નામ રૂપમાં ના ભેદ કાંઇ લહે;
કાંતે ! કોઇ દિને દિનેશ કિરણો જ્યારે તમે તર્જશે,
મારો નાદ "તુંહી તુંહી" સઘન જો શૂન્યાત્મમાં ગર્જશે.

યોગી માન લહે ટચાક મનમાં શારીરિકી ભ્રાંતિમાં,
ત્વન્મુખ દર્શન જો મળે શરીરની શું સાર છે ક્ષાંતિમાં;
જેનો પાર જડે ન કાંઇ મથતાં પ્યારી ચતુઃસિંધુમાં
તે મેં રત્ન ખરેખરૂં પરખીયું તારા સુરા બિંદુમાં.

બાકીના એકવીસ અંગોની આરંભની કડીઓ લખેલી મળી આવી છે તે ઉપરથી સમજાય છે કે વિરહી પ્રિયતમ પ્યારીને મેળવવા મથે છે, અને જેવી તેને વિરહની વેદના જાગે છે તેવીજ પ્રિયતમાને પણ લાગે છે અને છેવટે તે અભિસારિકા થઇ પ્રીતમને મળવા જાય છે. આવું રતિનું સામરસ્ય પ્રકટ કરવાનો કવિનો આશય સમજાય છે.

હરિપ્રેમ પંચદશીનો સ્થાયીભાવ શુદ્ધ રતિ છે, અને તે પણ ઈશ્વરને આલંબન કરતી છે, અને કોઇ ક્ષુદ્ર ફળને મેળવવા પ્રકટ થયેલી નથી પણ તે "સહજાપ્રીતિ" છે એમ આરંભના કાવ્યથી આપણને સમજાય છેઃ—

કંઇ સ્વાર્થ કે કારણ તહારા પ્રેમમાં મારે નથી,
પ્રેમનું કારણ પ્રેમ તે વિના બીજું ગમતું નથી;
શો સ્વાર્થ બુલ્બુલને ગુલાબી રંગમાં આવી વસ્યો,
એને ઘડીભર રંગને જોયા વિના ગમતું નથી. "

## (૧૦) બાલાશંકરના કાવ્યના ધ્યાન ખેંચનારા ગુણો.

કવિ બાલનાં કાવ્યોમાં ધ્વનિનું પ્રાધાન્ય જોવામાં આવે છે. તે ધ્વનિને વ્યક્ત કરનાર પદોનું લાલિત્ય, અને વૃત્તોનું ઔચિત્ય ખાસ કરીને જોવામાં આવે છે. ઉન્મત્તભાવનું વહન કરવામાં બાલાશંકરની ગઝલનું અનુકરણ બીજા કોઇ સફલ રીતિએ કરી શકયા નથી. તેનું અનુકરણ કરવાના પ્રયત્ન જ્ઞાનદર્શનના તંત્રી દીનબંધુ મીઠાલાલ અનુપરામે કર્યા હતા, પરંતુ સ્વાભાવિક પ્રતિભાના અભાવે અને વ્યુત્પત્તિની નિર્બળતાથી તે પ્રયત્ન જેવા જોઇએ તેવા દીપી નીકળ્યા નથી. કલાંતકવિમાં ધ્વનિનુંજ પ્રાધાન્ય છે.

રસનું વહન કરવામાં વૃત્તોની પસંદગી બાળાશંકર અપૂર્વ ચમત્કૃતિથી કરી શકયા છે. ભક્તિના અથવા શુદ્ધરતિના ઘનપ્રવાહનું વહન શિખરિણી વૃત્ત જેવું કરી શકે છે તેવું બીજું વૃત્ત કરી શકતું નથી. તેવીજ રીતે ચઢતી ઉર્મિઓનું વહન શાર્દૂલવિક્રીડિત જેવું કરી શકે છે તેવું અન્ય વૃત્ત કરી શકતું નથી. વૃત્તોનું ઔચિત્ય સંસ્કૃત કવિમાં ભવભૂતિ અદ્ભુત રીતે જાળવી શકયા છે.

ભાષામાં પ્રસાદ ગુણ બાલાશંકરનો ખાસ આકર્ષક છે. બાલાશંકરની ભાષામાં સંસ્કૃત અને ફારસી શબ્દો આવે છે, પણ વાચકને તે ખડબચડા અથવા કર્ણકટુ થઇ પડતા નથી. બાલાશંકરના અનુપ્રાસો કૃત્રિમ જણાતા નથી, પણ સ્વાભાવિક શબ્દપ્રવાહરૂપ હોય છે. ઉદાહરણ તરીકે બાલાશંકરની એક જ કાવ્યની પંક્તિ—"મનમયૂર કુદી કુદી ઉઠે નિરખી નવલ ઘનસ્યામ" પદલાલિત્ય અને મયૂરના નૃત્યની છાયા નજર આગળ ઉભી કરે છે.

## (૧૧) ભાષાંતરોના ગુણો.

કવિ બાલનાં સંસ્કૃત તથા ફારસી ગ્રંથોનાં ભાષાંતર માત્ર શબ્દાર્થની છાયારૂપ નથી, પરંતુ ભાવગ્રાહી છે. તેથી સંસ્કૃત અથવા ફારસી મૂલ ગ્રંથના અભ્યાસકને શબ્દાર્થની પકડ લાવવામાં તે ભાષાંતરો મણિલાલનાં ભાષાંતરની પેઠે ભાગ્યે જ મદદગાર થાય છે. પરંતુ મૂલનો ભાવ ગુજરાતી ભાષામાં અખંડ રમતો રાખવો હોય તો બાલાશંકરનું ભાષાંતર બહુ ઉપયોગી થઇ પડશે. મણિલાલનાં ઉત્તરરામચરિત્રમાં અને બાલાશંકરના મૃચ્છકટિકમાં આ ભેદ અભ્યાસકને સમજાયા વિના નહિ રહે.

ફારસીની મને માહિતી નથી, પણ બાલાશંકરની હાફીઝની ગઝલોનાં ભાષાંતર અને તેની ટિપ્પણીઓ ફારસી ન જાણનારને પણ મોહક થઇ પડયા વિના નહિ રહે. બાલાશંકરની

કેટલીક વ્રજભાષાની પંક્તિઓમાં પણ ફારસી કવિના ભાવોનો મેળાપ એવો તો થઈ ગયો હોય કે ચતુર અભ્યાસક જ કયા મૂલનું પ્રતિબિંબ તે પંક્તિઓમાં છે તે ઓળખી શકે છે. ઉદાહરણ તરીકે શ્રીરાજરાજેશ્વર શંકરાચાર્યને ઉલ્લાસરામભાઈએ પોતાને ઘેર પધરાવ્યા ત્યારે मुमुक्षुकी गुरुपति भावनाના એક કવિતમાં બાલાશંકર કહે છે કેઃ—

भयकर चक्र चलित उदधिगत रंक गति कोउ बुजनहारे ।
कहा उपकंठ उपस्थित जानै उरकी हमारे पडे जो बिचारे ॥

આ સંબંધમાં કવિવર શ્રીનરસિંહરાવભાઇ જણાવે છે કે નીચેની હાફીઝની કડીની છાયા આ કવિતમાં "મધુર, પ્રસાદયુક્ત અને સરલ રચનામાં" પ્રવેશ પામી છેઃ—

શબે તારીકઓ બીમે મૌજઓ
ગીર્દાબે ચૂની હાયલ
કુજા દાનંદ હાલે મા
સુબુક બારાને સાહિલ હા.

## (૧૨) વિવરણશક્તિ.

બાલાશંકરની ગદ્યમાં વિવરણ કરવાની શક્તિ નારદભક્તિસૂત્રના ઉપરના વિવેચનમાં જણાઈ આવશે. તે ગ્રંથનું નામ ભક્તિસંજીવન છે, અને તેના નામ પ્રમાણે ગુજરાતી ભાષામાં ભૂલાયેલી ભક્તિના ગૌરવનું ખરેખર પુનર્જીવન જ કરે છે. હાફીઝની નીચેની એક ગઝલની કડી છેઃ—

સ્વાર્થ ધરી પ્રીતમ પ્રેમે યાર
પડી ખરી બદનામી શિરપર આખર આ સંસાર,
ભરી ભરી ફેરવ પ્યાલો યાર.

તેના ઉપર નીચેનું વિવરણ મૂલ ઉપર સર્વ બાજુથી પ્રકાશ નાંખે છેઃ—.

વ્યવહારમાં (શરીઅતમાં) પ્રેમીની અથવા જ્ઞાનીની ચેષ્ટા વિરુદ્ધ હોય છે; અને પ્રેમ-જ્ઞાનની વાત ગુપ્તમાં ગુપ્ત હોય છે, તેથી હંમેશાં તેમની બહુ નિંદા થાય છે એટલુંજ નહિ પણ પ્રેમભકતો ઉપર ઘણો જુલમ ગુજારવામાં પ્રથમના જુલમી સમયમાં આવતો હતો. સુફીમતના લોકોનું "હું ઈશ્વર છું" "अहंब्रह्मास्मि" એમ માનવું હતું. મુસલમાની ધર્મમાં ઈશ્વરની સાથે જીવની તુલના કરવી એ વિરુદ્ધ છે માટે આવા તત્ત્વજ્ઞાનીઓના સિદ્ધાંતોની તથા તેમના આચરણોની નિંદા બહુ જ થતી. તત્ત્વજ્ઞાનના વિષય ચર્ચાવવાથી ધર્મને બાધ લાગે અને ધર્મ પડી ભાગે માટે ઘણા રાજાઓએ જુલમ ગુજાર્યો છે. મનસુર (જેને વાસ્તે એક કવિતામાં આગળ વિસ્તારથી આવશે) જે તત્ત્વજ્ઞાની હતો, અને "હું ઈશ્વર છું" એમ કહેતો હતો તેને રાજ્ય તરફથી ચામડી ઉતરડાવી મારી નાંખવામાં આવ્યો હતો. વળી નરસિંહ મહેતા ઉપર મંડળિક રાજાનો, સોક્રેટીસ ઉપર ગ્રીસના પ્રજા-સત્તાક રાજ્યનો, પ્રોટેસ્ટંટો ઉપર રોમન કેથોલીક રાજાઓનો જુલમ ગુજર્યો હતો. તેમ જે

સમયમાં "વિચાર" પુખ્ત વયે પહોંચ્યો ન હતો તેવામાં મનસુર જેવા ભક્તો ઉપર જુલમ ગુજર્યો હતો. આવો ઇશારો અહીં કર્યો છે.

પ્યાલો એટલે શું:—

"પ્રેમને મદિરા સાથે સરખાવ્યો છે તેનું કારણ પ્રેમ પણ બીજી વસ્તુઓથી બેભાન કરે છે. મદિરાનો નિશો અનિત્ય છે અને પ્રેમનો નિશો નિત્ય છે માટે પ્રેમીઓ કહે છે કે અમે જે મદિરા પીધો છે અર્થાત્ તદ્દન્ય પ્રેમવડે માયાજાળથી તદ્દન બેહોશ થયા છીએ તે મદિરા ખરો છે. આ પ્રમાણે જુઓ "પ્રેમ પંચદશી."

પુરિ પાત્ર અંતરે ઉજ્વળે રંગી મદિરા પ્રેમનો<br>
મસ્તાન પાને સર્વદા સડિઅલ મદિરા શું કરે ?

વળી કલાંત કવિ:—

વિલાસી કહેવાતા શિશિર મધુપાને રતિ ધરે,<br>
હું તો બારે કાળે તવ પ્રિતિ શરાબે મદિ ખરે;<br>
પરંતુ શું એવા જન સહ મહારીજ તુલના,<br>
મળે યત્ને ક્રોડે મુજ મધુ તણો એક કણ ના.

પ્રેમરૂપી મદિરા પીધેલા મહાજ્ઞાનીનું સ્વરૂપ કહેતાં ભાગવતમાં जडोन्मत्त पिशाचवत् તથા નારદે अमृतीभवति आत्मारामो भवति ઇત્યાદિ વચનો વાપર્યાં છે. પ્રેમની અને મદિરાની સરખામણી સર્વ કવિઓએ કરી છે તે યોગ્ય છે."

ઉપરના વિવરણમાં પ્રેમ અને મદિરાની સરખામણીમાં કેવાં સરલ ઉદાહરણો, અને સ્પષ્ટતા ઝળકે છે !

## (૧૩) કવિતાદેવી સાથેનો નિષ્કામ ભક્તિયોગ.

કવિતાદેવીનો મોહ અને તેની અખંડ ઉપાસના—એ બાલાશંકરનું જીવનસૂત્ર હતું. બીજાઓ પણ સહૃદય થાય અને ઉત્તમ કાવ્યરસને ઝીલી શકે તેવા હેતુથી જ તેણે વ્યાપાર ખેડયો હતો. "આયર્ન એન્ડ મેટલ ફેક્ટરી" કાઢવામાં કવિતાનું ગૌરવ વધારવાનો ઉદ્દેશ શી રીતે હોય એ સ્વાભાવિક પ્રશ્ન થશે, પરંતુ બાલાશંકર સાથેના વાર્તાવિનોદમાં વારંવાર મેં સાંભળયું હતું કે ધન એ શાંતવિચારની અનુકૂલતા સાધી આપનાર સાધન છે. સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં જેમ કલ્યાણગ્રામની ભાવના ઉભી કરી છે તેમ બાલાશંકરનું મનોરાજ્ય હતું કે એકાદ ફુલવાટિકા વેગવતી સરિતાને કાંઠે સ્થાપવી. ત્યાં કવિવરોને, વિચારવંત મહાત્માઓને નિવાસ આપવો. ત્યાંજ તેમને જીવન નિર્ગમનનાં સર્વ સાધનોની સુગમતા કરી આપવી. રસમય જીંદગીની કોઇ ધન્ય ક્ષણમાં એક લીટી પણ લખાય તો તે હજાર દરજ્જે બીજાં લખાણો કરતાં ઉત્તમ છે. કોઈ ઉદ્યોગથી આવી ધનની છૂટ પોતાને મળે તો આ મનોરાજ્ય પ્રત્યક્ષ ભૂમિ ઉપર તે ન્યૂનાધિક અંશે ઉતારી શકે. આ ભાવના જો કે શેખચલ્લીના રાજ્ય જેવી છે, પરંતુ તેમાં આદર્શ ઉંચો અને પવિત્ર જણાયા વિના નહિ રહે. મનુષ્યના જીવનની એકંદર કિંમત તેનાં બાહ્યકર્મો ઉપર નથી, પરંતુ તેના આશયની

શુદ્ધિ ઉપર છે, અને અનેક ક્લિષ્ટ વાતાવરણમાં બાલાશંકરનું ઐહિક જીવન વીત્યું હતું, પરંતુ આ રસિક–પ્રેમમાર્ગના પથિકે વિકટ રણમાં પણ લીલોતરીવાળાં વિરામસ્થાનો શોધ્યાં હતાં, અને તેવાં સ્થાનોમાં તેણે પ્રેમી અને ભાવિક સહૃદયોને નિમંત્રણ કર્યાં હતાં. આવા કવિલોકની રચના કરવા બાબત નગીનભાઈ સંઘવી જણાવે છે કે:—

"બાલાશંકરભાઇ એક વાર સવારમાં વહેલા મારી પાસે આવ્યા, અને મને તેમણે એક **"કવિલોક"** સ્થાપવાનો તેમનો સંકલ્પ જણાવ્યો કે જેમ **"દેવલોક" "બ્રહ્મલોક"** વગેરે લોક તેવી સંસ્થા સ્થાપવાનો મારો વિચાર છે. ત્યાં એક સુંદર વાટિકામાં સવ નૈસર્ગિક ગુજરાતીઓને સર્વ સગવડ સાથે રાખવાનો છે. ત્યાં ખાનપાન વગેરેનો બંદોબસ્ત બરોબર રાખીને તેમની પાસે સ્વાભાવિક સ્ફુર્તિ સમયે કવિતા લખાવવી કે જે સર્વોત્કૃષ્ટ કાવ્યની ઉર્મિઓ હોવાની જ. આ રીત્યે ગુર્જર સાહિત્યને વિરલ રત્નોથી સમૃદ્ધ બનાવી શકાય." મેં તેમને આ કાર્યની અવ્યવહારુતા જણાવી–" કવિયોને આમ નિશ્ચિન્ત બનાવી કામ લેવું શકય નથી. કેમકે કવિયોને પણ બૈરી છોકરાં હોવાનાં. તેને માટે પણ કવિયોને ચિન્તા અને વ્યવસાય હોય. તેમને સર્વને માટે વ્યવસ્થા કરવી તેમાં ઘણા ધનનું કામ છે. તોપણ તેમને પોતાની યોજનાને વળગી રહેવાનું મન જણાયું, અને મને તો ટૂંકામાં તેમણે એટલુંજ પૂછ્યું કે–" તે સંસ્થામાં આવવાને તમે સ્વીકારો છો કે નહિ ?" મેં તેમનો પ્રેમ અને આગ્રહ જોઇને તેમને પ્રસન્ન કરવાને 'હા' કહી. તેથી તેમણે માન્યું કે'આ યોજના સિદ્ધ થશે.' તે વ્યાપાર માંડેલો તે આ માટેજ. પણ વ્યાપાર લક્ષ્મીએ તો શ્રી સરસ્વતીનું વૈરજ આખરે બતાવી દીધું, તોપણ તેમનું સર્વસ્વ ગયું ત્યાં લગી આ યોજનાનાં સ્વપ્નાં બાલાશંકરભાઇને આવ્યા કરતાં હતાં. કેમકે તેઓ અતિ ઉદાર અને ભલા હતા."

બાલાશંકર, કવિવર નરસિંહરાવના અભિપ્રાય પ્રમાણે નવીન ગુજરાતી કવિતાના ઉષઃકાલના એક કવિ હતા. સૂર્યોદય થયા પછી ઉષઃકાલની કિંમત રહેતી નથી, પરંતુ બ્રાહ્મમુહુર્તે સંધ્યાવંદન કરતાં કોઇને પણ પ્રતિભાની અને તત્ત્વ વિચારની. સ્ફૂર્તિ થાય છે. તેવી રીતે બાલાશંકરનાં ઉષઃકાળનાં ઉર્મિ કાવ્યોએ કેટલાક રસિક જનોમાં નવી નવી સ્ફૂર્તિઓ જગવી છે. કવિતા સાથે જો નિષ્કામ ભક્તિયોગ ઉષઃકાળમાં કોઇ કવિએ સાધ્યો હોય તો તે કવિ બાલનો જ હતો કારણ કે:—

માગતો નથી હું માન મહી મંડળમાં ફરી  
જાચતો નથી હું કાંઈ કવિતા બનાવીને. ૧  
રાખતો નથી હું કાંઈ કવિતાનો ક્રય કરી  
ભાખતો નથી હું કીર્તિ કાવ્ય ઉર લાવીને. ૨

લાખ કે કરોડ મળે આશીષ ન આપું **બાલ**  
નાગરનો ગરવ હું મન માંહ લાવીને: ૩  
"છત્રપતિ તુજ છત્ર છાયા-રહે છાઇ નિત"  
ભારતને થયો કૃતારથ દરશાવીને. ૪

રત્નખચિત નવમાલિકા અરપે જન ધનવાન  
અરપું અક્ષર માલિકા આશીશની ગુણવાન. (રીપન પંચદશી)

## (૧૪) કવિ બાલની નિબંધ લખવાની શક્તિ.

કવિ બાલમાં ઉત્તમ કાવ્ય કરવાની શક્તિ તથા વિવરણ કરવાની શક્તિ ઉપરાંત ગદ્યાત્મક નિબંધ રચવાની અપૂર્વ શક્તિ હતી. તેમના "ફારસી કાવ્ય દર્શન" તથા "વિદ્વત્વ અને કવિત્વ" ઉપરના નિબંધો બંને વિષય ઉપર અપૂર્વ પ્રકાશ નાંખે છે. ફારસીમાં ગઝલ લખાય છે તેનું ઐતિહાસિક વર્ણન પહેલા નિબંધમાં છે. "ગઝલનો મૂળ અર્થ સ્ત્રીઓની સાથે વાતચિત કરવી અથવા તેમની સાથે વિલાસ કરવો એવો થાય છે. આ કાવ્યમાં મુખ્યત્વે શ્રૃંગાર પ્રાધાન્ય વિષયો હોવાથી તેને ગઝલ નામ આપેલું છે. ગ્રીક અને રોમન લોકોમાં જેને (Ode) તથા ઇટાલીઅનો જેને સોનેટ્ટા (સંગીત કાવ્ય) કહે છે તેને આ કાવ્ય બહુધા મળતું આવે છે. આ કાવ્યનો ઉપર અર્થ વ્યંજિત કર્યા પ્રમાણે તેમાં મુખ્યત્વે વર્ણન પ્રેમનું, પ્રેમીજનોના વિરહનું, તેમના વિલાસનું, તેમનાં સૌન્દર્ય, શ્રૃંગાર ઉદ્દીપક ઋતુ, વન, ઉપવન, પુષ્પવિકાસ, નદી, પર્વત, કુંજ, બુલબુલ વિગેરે પક્ષીના મિષ્ટનાદ, મદિરા વિહાર, અને તેથી ઉત્પન્ન થતા આનંદનું કરવામાં આવે છે. ઇશ્વર બોધજનક કાવ્યો પણ પ્રેમમય શબ્દોમાં વ્યંજિત કર્યાથી તેવાં કાવ્યોને હાફેઝ, મૌલાના રૂમી, ખાકાની ઇત્યાદિ કવિઓએ ગઝલરૂપમાં લખેલાં તેમાં પણ શ્રૃંગારપ્રાય રતિ સ્થાયી હોવાથી, તથા ઇશ્વરને પ્રેમાધિષ્ઠાન ગણી પ્રેમનો વ્યવહાર તેની સાથે દર્શાવવાથી તેને પણ ગઝલ કાવ્યમાં ગણ્યાં છે. આ કાવ્યો વેદાંત મતને મળતા આવતા સુફીમતના કવિઓએ ઘણાં લખ્યાં છે, અને ઉપર બતાવ્યા પ્રમાણે ઇશ્વરને પ્રિયતમ કલ્પી સઘળો વ્યવહાર દર્શાવાય છે એમ આવી ગઝલોમાંથી ઘણાકો અર્થ ધ્વનિ કાઢે છે. ફારસીમાં આવાં ઉત્તમ કાવ્યો સુફીમતના કવિઓએ ઘણાં લખ્યાં છે, અને ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન આ કાવ્યોનો મર્મ ઇશ્વરમાં આરોપિત કરવો એ જ ગણાય છે. એક વસ્તુને ઉદ્દેશીને આ કાવ્યો લખાય છે, આવાં કાવ્યોમાં અતિશય લંબાણ થવું જોઇએ નહિ. છંદ ગમે તે ઉપયોગમાં લેવાય છે.

### ગઝલનું દૃષ્ટાંત.

ઉડો નાદાન મન બુલબુલ રહો ગુલઝારમાં ના ના;
વફાઇ એકપણ ગુલની દિઠી ભર પ્યારમાં ના ના. ૧

સુણાવો ગાનની તાનો જઇને દ્વાર દર્દિને;
અરે ! બેદર્દીને દર્દે રહો દરકારમાં ના ના. ૨

રહો જ્યાં ચંગને ઉપંગ વીણા નાદ વાજે છે;
ઘડી આ બેવફાઇના, રહો દરબારમાં ના ના. ૩

કદાપી રાતભર રો તું સહી શરદી ગરીબીથી;
પરંતુ બોલ એ પ્યારે જુલમગારે દીધો ના ના. ૪

સુકાશે તાહરૂં ગુલઝાર પણે જે ગ્રીષ્મ આવે છે;
પ્રજ્વળશે વિશ્વ વન્હિથી રહે તુજ પાંખડી ના ના. ૫

સુકોમળ પાંદડી ઉપર ઉન્હાં અગ્નિ થકી તારાં;
અરે અફસોસ ! આંસુએ અસર કાંઇ કરી ના ના. ૬

અબોલા પ્રીતમે તારી દશા કેવી કરી ભારી;
કરૂણાથી રડી ગાતાં નજર કાંઇ કરી ના ના. ૭

પુજારી થઈ ચઢયો દ્વારે અરે તે દ્વારમાં તારી;
કતલ કરતાં ખરે પ્યારે કસર કાંઇ કરી ના ના. ૮

નથી અડકાતું ચુંટાતું ફરે ફેરા તું પછવાડે;
ગરીબીની ગુમાનીએ ગરજ કાંઇ ધરી ના ના. ૯

અરે એ પ્રીતમાં આખર ન પ્રીતમ પ્રેમી પરખાશે;
જશે ગુલ બંધ વન થાશે ગુજર અંદર થશે ના ના. ૧૦

રૂવે તું રાતમાં જ્યારે હસે ત્યારે ગુમાની ગુલ;
ખરે એને દિલે દેવે દયા પેદા કરી ના ના. ૧૧

સુગંધી વાસમાંહિ ઉદાર મફત છે જન્મથી તેમાં;
ન બાકી બોલની રાખી કૃપણતામાં જરા ના ના. ૧૨

વિધિના ઉલટા અંકો સુવર્ણે કયાં થકી સુરભી;
તને કોમળ અહો મન કેરી કોમળતા કરી ના ના. ૧૩

વળી એ જો સવારે સર્વ અંગોઅંગ ખીલવીને;
જઇ ઠરશે બીજે હાથે વફાઇ કંઈ ધરી ના ના. ૧૪

બળાપો **બાલ**નાથી રાતભર શંકાપતી દાઝયો;
સમુદ્રે જઇ પડયો શીતળ થવા શાંતિ રહી ના ના. ૧૫

ગઝલોનું લખાણુ ગુજરાતીમાં પ્રથમ લખવું પ્રખ્યાત કવિ નર્મદાશંકરે શરૂ કર્યું હતું. તેમણે જોકે સાંભળેલી રાહો પ્રમાણે કવિતા બનાવી અને વિષય ઉપર પૂર્ણ ધ્યાન નહિ આપવાથી જેને વાસ્તવિક રીતે ગઝલ કાવ્યનું નામ આપી શકીએ તેવું લેખન બીલકુલ થયું નથી તથાપિ ગુજરાતી ભાષામાં એમના સમય પછીના અભ્યાસીઓને ગઝલ કાવ્યો લખવામાં અને તેના મૂળ સાધનોમાં વધારે શોધ કરવામાં પ્રેરિત કરવાનું માન તો તે મહાપુરુષને જ ઘટે છે. ગુજરાતી ભાષામાં નવીન તત્ત્વો ઉમેરવાનો પ્રારંભ તો એ પુરુષે જ કર્યો છે, જોકે તેને અનુકરણ કરી પાછળના કવિઓએ વધારે સારાં રૂપમાં દેખાવ દેવા પ્રયત્ન કર્યો છે. નર્મદાશંકર પછી આ લખનારે કેટલોક સારો શોધ કરી ફારસી કાવ્યને અનુસરીને તે ભાષાની ઢબછબ, તેના વિચાર ઇત્યાદિનું નવું તત્ત્વ ગુજરાતીમાં ઉમેરાય તે હેતુથી તેવાં કાવ્યો લખવાનો આરંભ પછી લગભગ વીસ વર્ષે કર્યો અને પ્રસિદ્ધિમાં મૂકવા માંડયો. ત્યાર પછીથી થોડાજ સમયે પ્રોફેસર મણિલાલે પણ તેવોજ ઉદ્યમ જારી કર્યો અને કહીએ તો ફારસી કાવ્યના જેવા મત્ત ઉછાળા, તેના જેવી ઢબછબ અને કેટલેક અંશે છંદ પણ તેના જેવાજ ઘણા નવા કવિઓ તરફથી પ્રસિદ્ધિમાં આવવા માંડયા. ઉદ્દેશે પણ તેવોજ દેખાવ દીધો છે માટે અત્રે ગઝલ કાવ્યોનું ખરૂં મહત્વ દર્શાવાય અને જેમાંનાં ઘણાંખરાં સુફીમતના તત્ત્વજ્ઞાનીઓએ લખ્યાં છે, જેમણે પોતાનો મત રસમય કાવ્યમાં પ્રદર્શિત કર્યો છે તેમના તત્ત્વના કંઇપણ જ્ઞાન શિવાય હેતુ ગાંભીર્યથી પાર ન પહોંચતાં આડે રસ્તે દોરાય

તે જાળવવાને સુપ્રીમતના કવિતાઓમાં કેવો મર્મ રહેલો છે તેનું દિગ્દર્શન કરીશું ત્યાર પહેલાં કહેવાની જરૂર છે કે હાલમાં આવાં કાવ્યોનો પ્રચાર કરવા માત્ર બે જ પ્રસિદ્ધ પત્રો (૧) ભારતીભૂષણ અને (૨) સુદર્શન પ્રયત્ન કરી રહ્યાં છે..."

( બુદ્ધિપ્રકાશ પુસ્તક ૪૧મું પૃ. ૧૪૪-૧૫૦ )

આ લાંબો ઉતારો આપવામાં મારો ઉદ્દેશ એ છે કે નવા તત્ત્વ ઉપર ગુજરાતીમાં સુંદર નિબંધ કેવી રીતે લખી શકાય તેનું આ ઉદાહરણ છે. આમાં ગઝલ એટલે શું; તેમાં શું આવે; તેની રચના કેવી, તેનું ગુજરાતીમાં ઉદાહરણ કેવું, તેનો આરંભ ગુજરાતીમાં કોણે કેવી રીતે કર્યો, અને કેવા રૂપમાં તે કાવ્યો લેખકના સમયમાં લખાય છે એનું પ્રવાહી વર્ણન વાંચનારને સુગમતાથી મળી શકશે.

વિદ્વત્ત્વ અને કવિત્વના નિબંધમાં બંને શક્તિઓ જૂદા પ્રકારની છે, કવિત્વમાં નૈસર્ગિક શક્તિ જોઇએ; વિદ્વત્ત્વમાં એ ખાસ અભ્યાસસાધ્ય શક્તિ છે. સત્કાવ્યનો રસ અથવા ધ્વનિ આત્મા છે, કવિ બાલ આ નિબંધમાં લખે છે કેઃ-તેમાં (કાવ્યમાં) પદ્યરચના, યમક, પ્રાસ, શ્લેષ, કિંબહુના વર્ણમાધુર્ય-એ પૈકી કોઇની પણ બિલકુલ જરૂર નથી. જે વાંચવાથી કે સાંભળવાથી મનની વૃત્તિઓ પ્રસન્ન થાય છે ને તેવો રસ અંતઃકરણમાં સહજ સરાઇ જાય છે તેને કાવ્ય કહેવું. પણ આટલું જો થતું નથી તો છંદ, યમક, શ્લેષ, મૃદુત્વ એ વિષેની સર્વ ખટપટ વ્યર્થ કવિત્વ એ અંગમાં લાવવાથી આવતું નથી, તે ઇશ્વરની જ બક્ષીસ છે. તેથી સૌન્દર્ય, સુસ્વર ઇત્યાદિ મનુષ્યના અસ્વાધીન ગુણ જુલમથી આપણા અંગમાં લાવનારાના પ્રયત્નને જેટલો યશ મળે છે, તેટલો જ આવી રીતે જોર જુલમથી કવિ થવા જનારનો પ્રયત્ન સફલ થાય છે; એટલે કેવળ ભપકો અને સુંદરતામાં જેટલો અંતર, તેટલોજ કૃત્રિમ રીતથી આણેલી શોભા અને ખરા કવિત્વમાં ! અને જે પ્રમાણે ભપકો ઘણું કરીને જોઇએ તે પ્રયત્નથી સાધ્ય છે, તેજ પ્રમાણે કવિતાનો બહારનો વેષ એટલે છંદ મૃદુરચના ઇત્યાદિ પણ સામાન્ય બુદ્ધિના સર્વ લોકો ઘણું કરી સાધી શકશે."

જેવી રીતે સોનાનાં સુંદર કમળ ઉત્તમ શિલ્પીઓવડે રચી શકાય છે, પણ તેમાં સુગંધિ તો બ્રહ્મદેવ જ લાવી શકે, તેમ કવિત્વ ઇશ્વરદત્ત શક્તિ છે, અને શબ્દાલંકાર અને અર્થાલંકાર અભ્યાસથી લાવી શકાય એવા અંગના ગુણો છે. કવિ બાલે આ સિદ્ધાંતના સમર્થનમાં સરલ ભાષામાં લખાયેલા ગુજરાતી કાવ્યોના નમુના આપી નિબંધનો પૂર્વભાગ પૂર્ણ કર્યો છે. દુર્ભાગ્યે ઉત્તર ભાગ લખાયો નથી.

## (૧૫) ઉપસંહાર.

કવિ બાલના જીવનનો વિચાર કરતાં આપણને હવે સમજાય છે કે કવિતાદેવીએ તેનો નિષ્કામ ભક્તિયોગ છતાં તેને વિરહવેદનામાંજ "ક્લાંતકવિ" રૂપે રહેવા દેવામાં મઝા માણી છે. તે પ્રેમપંથના વિરહીએ આખા જીવનમાં

"લઇ સ્કંધપર વીણા મધૂરી ગાઉં તારાં બિરુદ હું"

એમ કહી પોતાની ઇષ્ટદેવીના ગુણગાનની ભાગી તટી વીણા વગાડયા કરી છે તે વગાડવાના

મોહમાંજ ઇહજીવન સમાપ્ત કર્યું છે, પણ આ વીણાના સ્વરો તેનાં કાવ્યોના અનુકરણ વડે કોઈ રસિકની હૃદયગુહામાં અદ્યાપિ પણ જાગી ઉઠે છે, અને તે એમ કહી શકે છે કેઃ—

" હવે નિત્યે રહે છે નયન તુજ વિના જળ ભરી,
ત્રુટી મારી વીણા અધવચ ગયા તાર વિખરી."

આ ભાગીત્રુટી વીણા સમારી પ્રજા આગળ કોણ વાગતી કરશે ? તેમની સઘળી કૃતિઓ એકત્ર કરી ગુજરાતી પ્રજા સમક્ષ ક્યારે મૂકાશે ? મારી નમ્ર વિનંતિ છે કે આ કાર્ય કરી તેમના પુત્રે ઋણનિવૃત્તિ કરવી જોઇએ. અથવા કોઇ શ્રીમાન્ માનસપુત્રે સહૃદયભાવથી આ કવિના આત્માનું સંતર્પણ કરવું જોઇએ. કવિ બાલતે તો શ્રદ્ધા હતી જ કેઃ—

उत्पत्स्यतेऽस्ति ममकोऽपि समानधर्मा
कालोह्ययं निरवधि विपुला च पृथ्वी ॥

મારા સમાનધર્મવાળા કોઇપણ કવિતાદેવીના રસિક છે અથવા થશે, કારણ કે કાલ નિરવધિ છે અને પૃથ્વી વિશાળ છે.

માઉન્ટઆબુ
તા. ૮-૫-૨૯

નર્મદાશંકર દેવશંકર મહેતા.



